# પ્રસ્તાવના.

પ્રીય વાંચનારાઓ! જુગાર રમવાથી ઘણું નુકશા થાય છે ને તેમાં ઘણા માણસો ઘણું ખરાબ હાલત પહોચ્યા છે.

જુગારનો ચાલ આપણા દેશમાં ઘણો પ્રસરી ગયેલ છે તેથી પણ દેશની સ્થિતી ખરાબ હાલતમાં આવી ગઈછે.

ઘણા ખરા જુગારીઓ પોતાના ઘર તેમજ તમામ પૈસામે. અને પોતાની સ્ત્રી પણ તેમાં હારે છે ને છેવટે મરવાનો વખત આવે છે.

આ મારૂ પેહેલુ પ્રયત્ન છે તેથી પુસ્તકની અંદર ભુલો હશે તે સુધારી વાંચવાને મારી નમ્રતા પુર્વક વિનંતી છે.

સારા માણસો તો પુસ્તકની અંદર શું કાંઇ સાર હશે તેજ ગ્રહણ કરશે. લી૰ શેવક.

સુંદરજી પુંજારામ.

જે સાહેબોએ ગરાહક તરીકે મદદ આપી છે તે સાહેબોના નામ ઉપકાર સાથે આશ્રય પત્રમાં દાખલ કી ધાં છે. જે ગામના લીસ્ટ વખતસર આવ્યાં નથી તેઓનાં નાં નામ રહી ગયાં છે તે માફ કરશો.

લી૰ શેવક

કુંવરજી વિ. વરધમાન.

૨૧૯૬

# અંક પેહેલો.

## પાત્ર.

| | |
|---|---|
| સૂત્રધાર | નાટકકાર |
| વિદૂષક | મશ્કરો. |
| રૂપસિંહ | મંગળાપુરીનો રાજા. |
| ગુણસુંદરી | તેની રાણી. |
| જ્ઞાનદત્ત | તેનો મીત્ર. |
| મણીલાલ | તેનો પ્રધાન. |
| જુગારસિંહ | |
| કમાલખાં | રૂપસિંહનો શીપાઇ. |
| નાથી | ગુણસુંદરીની દાશી. |
| જુગારખાં | એક જુગારી. |
| દયાળસિંહ | આશાપુરીનો રાજા. |

# રૂપશિંહ દુઃખદર્શક
# નાટક
## અંક ૧ લો

### પ્રવેશ ૧ લો.

સ્થળ નાટકશાળા.

સુત્રધાર, વિદૂશક, તથા શ્રોતાજનો.

### મંગળાચરણ.

શાર્દુલ વિક્રીડીત છંદ.

આદ્યો હું રતિનાથ શત્રુ સુતના, ચર્ણારવિંદને નમું;
જેનું નામ લિધે ટળેજ દુખ સૌ, થાયે રૂડુ અર્થનું;
જે માતા જગની ખરી સુખ સૌ, આપી કષ્ટો હરે;
વાણી દ્યો મુજને પ્રજાપતિ, સુતા, હું અલ્પ બુદ્ધિ ખરે.

શિખરિણી છંદ,

રહ્યો જેમ જગ્તોમાં સકળ જીવનો આશ્રય થઇ;

સુકાએ પ્રાણીગ્યો, સુખકર જેનું નામ જલ સઈ:
જેની માયામાં સ્રષ્ટી, સકળ જગ બુડયું વળી ખરૂ.
તે સ્રષ્ટી કરતાના, ચરણુ કમળે હું શિશ ધરૂ.

સુત્રધાર—(મંગળાચરણ કરી રહ્યા પછી પાસે આવીને) પ્રીય સજ્જનો! આ વખતે આપને આ રમન્ય નાટકશાળામાં બીરાજમાન થએલા જોઈ મને અત્યંત આનંદ ઉત્પન્ન થાય છે, જેનું બયાત કરી શકવાને હું અશકત છું, આ વખતે આપને તસ્દી આપવાનો હેતુ એટલોજ તે. આ વખત હું "રૂપસિંહ દુઃખદર્શક નાટક" ભજવી બતાવવાનો છું, જેમાં જુગાર રમવાથી થતા નુકશાનો. વગેરે આગણીત લોક પ્રીય બનાવો ભજવી બતાવવામાં આવશે, માટે પ્રીય શ્રોતાજનો, શરૂઆતથી તે આખર સુધી જોવા તસ્દી લઈ મારી ભુલ ચુકની માફી કરશો.

વિદુશક—હુ–એ–મા ફે–ક–રી–શ.

સુત્રધાર—(તેના તરફ જોઈને) અરે! આ અદભુત શરિરના આદમી તુ શેની માફી કરીશ?

વિદૂશક—મેર મુઆ, માફે ન કરે, ત્યારે તો મા પણુ નહીં હોય? અને ફે પણ નહીંજ હોય?

સુત્રધાર—અરે! તું કોણ બડો ઠગ જણાય છે? બોલ તારૂં નામ શું?

વીદૂષક—બોલ તારૂં નામ, બોલ તારા બાપનું નામ, તું

મ.રૂં ન મ ઓળખનાર કોણ?

સુત્રધાર—અલ્યા! તું અતિશય બેઅદબ બોલે છે, તે જો અત્રે બીરાજમાન થયેલા સદગ્રહસ્થો સાંભળશે તો ત તને ધોલ મારી કાઢી મુકશે, માટે પુછુંછું તેનો સિદ્ધે જવાપ આ.પ.

વિદૂષક—બતાવ પહેલા તારા શદ પછી તારો સિદ્ધો જોયુ.

સુત્રધાર—અરે! મુરખ, સદગ્રહસ્થો, બોલ.

વિદૂષક—શું! બદગ્રહસ્થો?

સુત્રધાર—તુ કોઇ બડો નિરલજ છે, જા અહિંથી તરૂ કાળુ કર.

વિદૂષક—શું કાળુ ન કરૂ, તારે રાતુ કરૂ? લે- તારે. (એમ કહી એક પથર વતી સુત્રધારનું માથુ ફોડવા જાયછે.)

સુત્રધાર—ખશ, ખશ, આઘો નહિ તો તારા ટુકડે ટુકડે કરીશ.

વિદૂષક—(બીકથી છલંગ મારતો હોય તેમ સભાસદોના જુથમાં ભરાઇ હોકારો કરે છે) અરે! ખસો, ખસો, આઘો રઇ ભાગો ભ.ગો નહિ તો તમારા ટુકડે ટુકડા કરી નાંખશે.

સુત્રધાર—અરે બેશરમ! આ શી ગડબડ કરી રહયો છે?

વિદૂષક—તુ ગટપટ ગટપટ પેલો તીરમારખાં ઇંગરેજી ભણેલા છોકરાની માફક કરે છે, તેમાં કોણ તારો બાપ સમજે? પાંશરો ઉતર પુછતો બંદા જવાબ આપે.

સુત્રધાર—અલ્યા તારે પુંછ છે કે શું?

વિદૂષક—શું પુંછડું ના હોય ત્યારે તારા જેવા બાંડાં હશે.

સુત્રધાર—પુંછડું હોય તેતો પશુ તુ શું જાનવર છે?

વિદૂષક—તુ જાનવર તારો બાપ જાનવર, બાર બેઠા તો જન કે વર.

સુત્રધાર—ઠીક ભાઇ હું એક કહુ છું ત્યાં તુ સો સંભળાવે છે. બોલ હવે તારૂ નામ દઇશ?

વિદૂષક—ઠીક, અલ્યા આજ તારે મારૂ નામ ઓટકાવી લઇ મને મારી નાખવો છે. (સદગૃહસ્થો તરફ આંગળી કરીને) સાક્ષી રેજો ભાઇ આ મારૂ મોત આણુવા ઇરાદો રાખે છે?

સુત્રધાર—અરે મુરખ હું એવો દુષ્ટ નથી, હુંતો તારૂ નામ પુછુ છું.

વિદૂષક—તુ મારૂ નામ પુછનાર કોણ?

સુત્રધાર—મહેરબાન નમ્રતાથી પુછુ છું કે, તારૂ નામ તથા જાત શું? અરે તુ કિયાંનો રેહેવાશી?

વિદૂષક—હું ભુતળવાશી માણુસ જાતી મેરા નામ બેઠા ઓર લગાવે ઠંઢા. (એમ કહી લાકડાનો ડંડાકો મારવા જાય છે)

સુત્રધાર—(ધક્કા મારી દુર કરે છે) અલ્યા તુ વાંદરા જેવો ટીખળી દેખાય છે. (એમ કરતામાં વિદુષક પકડી જાય છે)

વિદૂષક—અગર મારી આગડી મારડીરે મારી નાખ્યોરે જુ
જોરે આજોરે,

સુત્રધાર—અલ્યા તુતો બડો ઢોંગી તારે આ શું દેખાય છે ગું?

વિદૂષક—શું તારે લેઇ જવી છે તે આમ તેમ ધકા મારે છે.

સુત્રધાર—નહિ, નહિ, હું તારા જેવો નિતીભેગ નથી હું
તો ફકત જાણવા માટે પુછુ છું?

વિદૂષક—ફોગટ જાણવા સારૂ શા માટે પુછે છે)

સુત્રધાર—યાર ભુલ્યો પણ હવે તારૂ નામ ઠામ કહીશ?

વિદૂષક—પહેલાં તારૂ નામ ઠામ કર, પછી હું મારૂ કહીશ.

સુત્રધાર—લે ત્યારે મારૂ નામ સુત્રધાર.

વિદૂષક--સુ--ત--ર-ધા--ર (નામ બોલતો આમતેમ ફરે છે)

સુત્રધાર—નહિ. સુત્રધાર એટલે નાટકમાં અનેક રસ ભ
જવી બતાવનાર નાયક.

વિદૂષક—હા, હા, સમજ્યો તારૂ નામ સુતરધાર બોલ તા
રે બીજા કંઇ નામ છે?

સુત્રધાર--હા સાંભળ મને લોકો ભાગવત નાટકાચાર્ય અને
નાયક પણ કહે છે.

વિદૂષક--(હશીને) વાહ! વાહ! તારી ફૈ તારી શત્રુ જણાય
છે. જે આવાં નામ પાડયાં, જો ફરીથી ગણાવ-પેલું
સુતરધાર-બીજુ બાંડવત-ત્રીજુ બાટકાચાર્ય પછીથી બં
દા ભૂલી ગયા..

સુત્રધાર—અરે તું બુદ્ધિહીન છતાં અભિમાની જણાય છે

સાંભળ-મને નાયક પણ કહે છે.

વિદૂષક--હ, હ, હ, હ, હવે યાદ આવ્યું નહિ કહે છે.

સુત્રધાર—અરે મુર્ખ અવળુ કેમ બોલે છે? હવે તારૂં નામ કહે.

વિદૂષક—(પોતાની પાઘડી તપાસે છે) અલ્લા મારૂં નામ તો હું ઘેર ચુકી ગયો.

સુત્રધાર--તું મશ્કરો જણાય છે. હવે કૃપા કરી તાહારૂ નામ કહે.

વિદૂષક--ઠીક, સાંભળ, છાતીએ હાથ રાખજે હો, હબકીશ નહી. પેહેલું તો વનની વિષે રહુ તેથી વનચર, બીજુ હાસ્ય ઉત્પન્ન કરાવું તેથી વેહાશીક, ત્રીજુ લડાઇ હોય ત્યાં સંપ કરાવું અને સંપ હોય ત્યાં લડાઇ મચાવું તે વિદૂષક, ચોથુ રંગ મચાવું તેથી રંગલો, અને બીજા નામ તો તને કહેનાર નથી.

સુત્રધાર—શા માટે નહી કહે?

વિદૂષક--શું બધાય નામ કહી દઉં? હંવે તો હું જઇશ. (એમ કહી ચાલવા માંડે છે)

સુત્રધાર—(તેને ઊભો રાખીને) તું કયાં જાય છે. આહિં તારૂ કામ છે.

વિદૂષક--શું આહિં મારો કાળ છે? તું અપશબ્દો મને શા માટે કહે છે?

સુત્રધાર--મેહેરબાન કહુછું કે આહિં તાહારૂં કામ છે.

સુત્રધાર—આજ હું રૂપસંહ દુ:ખદર્શક નાટક ભજવી અ ત.વવાનો છું ને તું મશ્કરો છે તેથી આ ન.ટકને આ ધારરૂપ થઇ પડીશ.

વિદૂશક—રડીશ તું કે જેની વહુનો ધણી મુઓ. મોર બંધ તો લઢશે.

સુત્રધાર—અરે બેવકુફ તું મને એલ ફેલ બોલનાર કોણ? અત્યારે કોની સાથે લઢવું છે:?

વિદૂશક—તું બેવકુફ, તારો બાપ બેવકુક મોર બંદા તો ત્રણ કુફ અને મારે તારી વહુ સાથે લઢવું છે.

સુત્રધાર—અરે! એ કાંઈ તારા જેવી દુરાચરણી નથી, એ તો બહુ ડાહી છે.

વિદૂશક—રાંડનો ભડવો દેખાય છે પોતાની કાણી વહુના પણ વખાણ કરે છે.

સુત્રધાર—ચાલ દુષ્ટ, તું જંગલી આવા અપ શબ્દો કહેછે.

વિદૂશક—યાર ભુલ્યો. પણ હવે હું જાઉં છું.

સુત્રધાર—તું કયાં જાય છે.

વિદૂશક—લાડુ જમવા.

સુત્રધાર—હું લાડુ જમાડું તો અહિં રહીશ?

વિદૂશક—હા,

સુત્રધાર—ચાલ ત્યારે, (બંને જાય છે).



## પ્રવેશ ૨ જો.

સ્થળ                    ગાં કચેરી

જ્ઞાનદત્ત, મણીલાલ અને બીજા કચેરીના માણસો,
રૂપસિંહ.

મણીલ.—પ્રિય મિત્ર જ્ઞાનદત્ત, કચેરીનો વખત થયો, સ
રવે મનુશ્યો આવી રહેલા છે. તથાંપી રાજા સાહેબ?
કેમ ન પધાર્યા?

જ્ઞાનદત્ત—તમે જાણો છો કે, રાજાજીને જુગારની કુચાલ
લાગેલી છે જેથી કોઇ જુગારી મળ્યો હશે તેની તે
ના ફંદમાં ફસાયા હશે.

મણીલાલ—તેમજ હશે, પણ એ કુચાલ ઘણીજ દુઃખદાય
ક છે. એ ખરાબ ચાલથી રાજાજીને ઘણાં દુઃખ વેઠવા
પડશે માટે આપણી બનતી મેહેનતથી એ ટેવ છોડાવ
વી એ આપણી ફરજ છે.

જ્ઞાનદત્ત—એ જુગાર ટેવને માટે મેં વારંવાર રાજા સાહે
બને અરજ કરેલી છે, કે એ ચાલનો તમે ત્યાગ કરો
પરંતુ દીલગીરી છે કે તેમનાથી તે ટેવ છોડાતી નથી.

મણીલાલ-કદાપી રાજાજી આપણી વિનંતી માન્ય ન કરે
તોપણ તેમના સુબેચ્છકપણાથી હર વખત અરજ કે
ર્યા કરવી કે જેથી એ કુચાલનો જલદી નાશ થાય.

(રૂપસિંહ પ્રવેશ કરે છે એટલે બધા ઉઠી સ
લામ ભરે છે, અને છડીદાર નેકી પુકારે છે

થોડો વખત રાજદ્વારભારની વાત કરેછે. રીત
તે થઇ રહયા બાદ કચેરીના મનુષ્યો રજા લે
છે ફક્ત રાજા ગ્નાનદત્ત અને શીપાઈ રેહેછે.)

ગ્નાનદત્ત—સાહેબ, આપને કચેરીમાં પધારવાને વિલંબ શા
કારણથી થઇ તે વાત કૃપા કરી દાસને જણાવશો.

રૂપસિંહ—મને કાંઇ સેહેજ કામ હતું તેથી રોકાયો હતો.

ગ્નાનદત્ત—ઠીક સાહેબ, કે જે કામમાં આપે ઘણા મગ્ન
થઇ કચેરીના અમુલ્ય વખતમાં વિલંબ કરી, માટે તે
કામ તાબેદારને જણાવવું જોઇએ.

રૂપસિંહ—પ્રિય મિત્ર! તું એવી સંખ્યા ધારતોજ નહીં કે
હું જુગારના કામમાં રોકાયો હઇશ.

ગ્નાનદત્ત—ના સાહેબ, કદાપી જુગારી મળ્યો હોય તો ભ
લે, રાજા છો આપને રમવું સ્હેજ. પણ દીલગીર છું
કે, મારી વિનંતી ઉપર વિનંતીઓ આપને કાંઈ પણ
અસર કરતી નથી, કદાપી આ કુચાલ આપને છોડશે
નહીં તો, ઇજત, આબરૂ, ધન, માલ, અને દેશ વગેરે
ની ખરાબી થવાનો વખત જલદી આવી પોહોચશે.

રૂપસિંહ—અરે! પ્યારા મિત્ર! તારે દીલગીર થવાનું નથી
કારણ કે, હું કોઇ વખત જુગાર રમું છું, અને મા
રા વિચાર પ્રમાણે તેમાં કેટલોક નફો પણ છે.

ગ્નાનદત્ત—અરે સાહેબ! પાંડવોને જેથી વનવાશ જવું પ
ડયું, અને પોતાની પ્રાણ પ્રિયા દ્રપદીનાં વસ્ત્ર હરણ
થયાં, તે દુઃખ તેમને સહન કરવું પડયું તેનું કારણ
જુગાર શિવાય બીજું કાંઇ પણ ન હતું.

તેમજ નળરાજને પોતાની વ્હાલી સ્ત્રી દમયંતીનો વિયોગ થયો અને મહા મહા કષ્ટ સહન કરવાં પડયાં તેનું કારણ પણ જુગાર હતું, માટે એ આપ સાહેબ નો કટ્ટો શત્રુ છે. વાસ્તે સાવચેતીથી દુર રેહેવું એમ મારી વિનંતી છે.

રૂપસિંહ—સદા સુભેચ્છક મિત્ર, જો તું તેને માટે નાખુશ હોય તો હવેથી હું નહિ રમું.

જ્ઞાનદત્ત—જે વખત હું આપને અરજી કરૂં છું તે વખત આપ એજ ઉત્તર આપો છો, પણ પાછળથી જુગાર બાજીનો રસ આપને લાગેલો છે તે છુટતો નથી.

રૂપસિંહ—હવે તો હું જરૂરા જરૂર છોડી આપીશ એમ તારે ખાત્રીથી માનવું.

જ્ઞાનદત્ત—ત્યારે તો ઘણુજ સારૂ હવે હું રજા લઇશ.

રૂપસિંહ—શું! મારાં ભાભી સાહેબે રસોઇ અત્યારમાં તૈયાર કરી રાખી હશે?

જ્ઞાનદત્ત—સાહેબ, આ વખત તે રસોઇ હોય? હું તો જમીને આવ્યો છું.

રૂપસિંહ—ત્યારે તો ઠીક, પણ પાછા કયારે આવશો?

જ્ઞાનદત્ત—સાહેબ સાંજે આવીશ.

રૂપસિંહ—બહુ સારૂ,

(જ્ઞાનદત્ત જાય છે થોડીવારે જુગારસિંહ પ્રવેશ કરે છે

રૂપસિંહ—(જુગારસિંહને આવતો જોઇને મનમાં) સારૂં થ યું કે ગ્યાનદત્તના ગયા પછી આમનું આવવું થયું.

જુગારસિંહ—કેમ સાહેબ ખુશી? તબીયત દુરસ્ત છે?

રૂપસિંહ—હા, હું તો ખુશીમાં છઉં ને આપ આવ્યા તે વધારે ખુશી, તમે પણ ખુશીમાં છો?

જુગારસિંહ અરે! સાહેબ શી વાત કહું? બે ચાર દીવસ થી તો મને એવું થઇ ગયું છે કે બસ વાતજ નહી!!!

રૂપસિંહ-અરે! એવું શું છે? મને કહો તો ખરા.

જુગારસિંહ-આજ ચાર દહાડાથી નો બાજી ગંજીફો કે બીજી કોઇ જાતની રમુજી રમત તો નજરે દીઠીજ નથી.

રૂપસિંહ--તમારા ચાર દહાડા વગર રમે ગયા તેતો ઘણી જ નવાઇ! મારાથી તો એક ઉપર બીજો દહાડો થાય જ નહિ.

જુગારસિંહ--મને પણ એમજ છે, પરંતુ કોઇ સોબતી નહીં મળ્યા તેમજ આપ પાસે પણ ના અવાયું તેથી એમ થયું છે. આપની ઇચ્છા હોય તો આ વખતજુગાર બાજીનો રસ લઇએ.

રૂપસિંહ--હા, મારી પણ એમજ મરજી છે, અને તમે કહ્યું એટલે તો પુરી ગમત પડશે (કમાઇખાંને) આપ થી બાજી લાવ.

કમાઇખાં--લાતા હું સાહેબ.

જુગારસિંહ-સાહેબ બાજીમાં કાંઇ શરત કરીએ તો રમ

વામાં વધારે મજા પડશે.

રૂપસિંહ--બહુ સારૂ, શાની શરત કરશું?

જુગારસિંહ-:એક ગામની એટલે જે હારે તે જીતનાર ને એક ગામ આપે.

રૂપસિંહ--ઠીક,

(કમાલખાં બાંજી આપે છે એટલે બને રમે છે તેમાં જુગારસિંહની હાર થઇ.

જુગારસિંહ (ઉતરી ગએલા ચહેરાથી) હવે હું રજા લઉં છું.

રૂપસિંહ:-સાંજના બાગમાં પધારજો.

જુગારસિંહ--બહુ સારૂ સાહેબ. (જુગારસિંહ જાય છે)

રૂપસિંહ--(મનમાં) મને મિત્ર જ્ઞાનદત્ત કહેતો હતો કે જુગાર બાજી ન રમવી પરંતુ એતે રમવાની શી ખબર પડે?

"ખાખરાની ખીસકોલી આંબાના રસમાં શું સમજે છે?" કોઈ વખતે હાર્યો હશે તેથી તે એમ કહે છે કે ન રમવું. (કમાલખાંને) આજ સાંજરે બાગમાં જવું છે માટે અશ્વ તૈયાર કરી રાખજે

કમાલખાં--જેવા હુકમ.

(સાંજે કમાલખાં અશ્વ તૈયાર કરી લાવે છે એટલે બાગમાં જાય છે.



# પ્રવેશ ૩ જો.

સ્થળ મોતીબાગ

રૂપસિંહ, કમાલખાં પછીથી જુગારસિંહ.

રૂપસિંહ--કમાલખાં, બાગની હવા તો સારી દેખાય છે.

કમલખાં--સચ્ચા શોહેબ, હવા તો અચ્છી હે.

રૂપસિંહ--આપણે આહિં ઝાઝી વાર થયા આવ્યા છૈ? એ એ પણ જુગાર સિંહ હજી સુધી કેમ નહિ આવ્યા હોય. તમે જઈને બોલાવી આવ્યો.

કમાલખાં--બાગ કે દરવજે મેં કોઇ આદમી દિખા નહિ. વો તો જુગારસિંહ નહિં?

રૂપસિંહ--એજ જુગારસિંહ છે.

(જુગારસિંહ પ્રવેશ કરે છે)

જુગારસિંહ--બેઠા સાહેબ.

રૂપસિંહ--હા, પધારો તમને તેડવા માટે માણુસ મોકલતો હતો તેવામાંજ તમે આવ્યા.

જુગારસિંહ--હવે શી મરજી છે? બ. જી ચલાવવાનો વિચર છે?

રૂપસિંહ--એમા વળી મરજીનું પુછવાનું હોય? આ વખત સરત કેવી કરવાનો વિચાર છે?

જુગારસિંહ--આ વખત તો એવી સરત કરવી કે જે હારે તે જીતનારને પોતાનો મુલક પાંચ વરસ સુધી સ્વધિન કરે,

રૂપસિંહ--પણ એટલો વધારે ઠરાવ કરવો જોઇએ કે, હા
રનાર પાંચ બરસ સુધી વનમાં રહે.

જુગારસિંહ--ભલે જેમ મરજી હવે તાકીદ કરો (બને ર
મેછે)

જુગારસિંહ--(મનમાં) એક ગામતો સવારે હાર્યો છું. આ
ને જો આ વખતે હાર્યો તો ખરેખર ભીખારી થવા
નો વખત છે. પણ ઇશ્વર વારંવાર હાર નહિં કરે.
માટે રમવું તો ખરૂં.

રૂપસિંહ--કેમ તમે શા વિચારમા પડયા છો?

જુગારસિંહ--કાંઈ નહિ સાહેબ, રમત ચલાવો.

રૂપસિંહ--(મનમાં) સરવે જીત થઈ છે, તે ઘણું કરીને
આ વખત પણ જીત થશેજ માટે ખુશીથી ખેલ કરૂં,
(બંને જણ કેટલીક વાર સુધી રમત ખેલે
છે તેવામાં રૂપસિંહની રમત હારમાં જણાઇ).

જુગારસિંહ:-કેમ સાહેબ, રમત તો ઠીક ચાલે છે.

કમાલખાં--રાજાસાહેબ રમતકું ફેરનાઈ હે, બરાબર દેખાતે.

જુગારસિંહ--(મનમાં) હવે તો દેખશે વનનાં ઝાડવાં.

રૂપસિંહ--(હાર થવાથી ઉદાસ થઇને મનમાં) અરે! ઇશ્વર
આનંદ-તનું કહેવું ના માન્યું તેનું આ ફળ (ચાસન)
કમાલખાં, બાજી ઠેકાણે મુકી દે.

કમાલખાં--અચ્છા સાહેબ.

રૂપસિંહ--ચાલો હવે જઇએ

(સૌ જાય છે)

# પ્રવેશ ૪ થો.

સ્થળ રૂપસિંહની બેઠક.

રૂપસિંહ પાછોથી ગુણસુંદરી નાથી અને જ્ઞાનદત્ત.

રૂપસિંહ-- (મનમાં) અરે! મારે પાંચ વરસ સુધી જંગલ માં ભટકવું પડશે તથા કુટુંબના શા હાલ થશે?(એવા વીચાર કરેછે તેવામાં ગુણસુંદરી પ્રવેશ કરેછે.)

ગુણસુંદરી- પ્રાણનાથ, આપની આજ્ઞા પ્રમાણે વર્તનારી; આપનો મુખચંદ્ર જોઇ પ્રસન્ન થનારી; પોયણી રૂપ દાસી આપને વિનતી કરે છે કે, આજે આનંદ રૂપ સુર્ય આડુ એવું શું વાદળુ આવેલું છે કે, જેથી આપનું મુખ કમળ અપ્રસન્ન દેખાય છે, તેનો હેતુ કૃપા કરી જણાવશો.

રૂપસિંહ—પ્રાણ પ્યારી, આજના દિવસ મને ઘણો ભયંકર લાગે છે. તથાપી તરૂ મુખ કમળ જોઇ મારા શરિરમાં ધૈર્યતા વાસ કરે છે. પરંતુ જયાં તારો વિયોગ થયો કે, દુઃખ સાગરમાં ગબડી પડવાને કાંઇ વાર નથી.

ગુણસુંદરી—હે પરમપ્રિય ગુણસાગર ધૈર્ય ધુરંધર આપને શું મોટું શંકટ આવી પડેલું છે કે, જ્ઞાનદત્ત સરખા મિત્ર રૂપી ઝાઝ છતાં દુઃખ સાગરમા બુડવું પડશે, માટે એ જયાં સુધી આપ મને નહિં કહો તેટલી વારમાં મારા પ્રાણની હાણ થયા વિના રેહેશે નહિં, માટે એક-

જગમાં મને વિભાગી કરશો કે જેથી આપના જીવને શાં-તતા થશે.

રૂપસિંહ—આજે હું જુમારસિંહની સાથે જુગાર રમ્યો; તેમાં મારી હાર થઇ તેથી પાંચ વરસ જંગલમાં રેહેવું પડશે, માટે તારે ધૈર્ય રાખવું.

(ગુણસુંદરીએ વાક્ય સાંભળતા મુર્છાગત થઇ જમીન ઉપર પડે છે.)

રૂપસિંહ--અરે? જગદાધાર! વિશ્વવિનાયક પરમેશ્વર, આ મારા ઉપર તારી અકૃપાનો વરસાદ કેમ વરસવા લાગ્યો? (નાથી પ્રવેશ કરે છે,)

નાથી—અરેરે પ્રભુ! મારી બાઇ સાહેબને આ સું થઇ ગયું!!

રૂપસિંહ—પાણી લાવી, તારી બાઇને થોડું શાંન્ત કર.

નાથી—કૃપાનાથ મારી બાઇસાહેબને જાગૃત કરૂં છું.

(નાથી--પાણી લાવી; ગુણસુંદરીનો હાથ તપાકડી તેને જાગૃ કરી પાણી પાઇને--),

નાથી—બાઇસાહેબ આપને મુરછા શા કારણથી આવી?

ગુણસુંદરી--રાજાસાહેબ કહે છે કે, મારે પાંચ વરસ વનમાં જવું પડશે,

રૂપસિંહ— પ્રીયા તું ધીરજ રખી અહિંયાં રેહેજે, અને કાંઇ ફિકર ચિંતા કરશો નહિ. પાંચ વરસ કાલે પુરાં થઇ રેહેશે ને હું પાછો મારૂં રાજય સંભાળીશ.

ગુણસુંદરી-- (આશ્ચર્યથી) અરે! પ્રિયપતી રાજ પણ પાંચ

વરસ સુધી તેના સ્વાધિન રેહેશે, ત્યારે હું એકલી નિ-
રાધાર કેમ રહી શકીશ? માટે મને તમારા વિયોગનું
દુઃખ સહન ન કરવું પડે તેમ કરવા કૃપા કરશો, હું
રાજ્યની પાયમાલી અને આપનો વનવાસ એ બે શબ્દ
સાંભળી ઘણીજ દીલગીર થઇ છુ તેથી તમારા વિયોગે
મારા જીવને જરા પણ શાંન્તિ થવાની નથી.

રૂપસિંહ—પ્રિય લલના. તું જાણે છે કે, મનુષ્ય ઉપર સુ-
ખ દુઃખ વારા ફરતી અમલ ચલાવ્યા કરે છે. તારે
આટલો બધો અફસોસ ન કરવો જોઇએ. ઇશ્વર સ-
ઘળું સારૂ કરશે; જ્ઞાનદતને પણ તારા માટે યોગ્ય બંદો-
બસ્ત કરવા કેહેતો જઇશ. અને તેની સ્ત્રી જવાં સુધી
હું આવું. ત્યાં સુધી તારી પાસે રહેશે

ગુણસુંદરી— ના પ્રાણનાથ. હું તો તમારા સાથેજ આવવાની.

## લલીત છંદ.

નથિ વિયોગનું દુઃખ વેઠિયું;
કયમ કરી જશે તેહ તો સહ્યું.
ઉર વિચારના એહ રાખવો;
શિદ વિયોગનો ખેદ ચાખગો.
અબળ જાતિ હું એકલી અરે;
કમ કરી રહું તે કહો ખરે.
પતિવ્રતા તણો ધર્મ એહ છે;
પતિ દુખે દુખી સાચિ તેહ છે.

પ્રિયપતી મારા ઉપર દયા લાવી મુને તો સાથેજ રાખો.
રૂપસિંહ--જગતનાં દુઃખ સહન કરવાને અબળાઓ અશક્ત છે. ત્યારે તું તો રાજપત્ની છું.

ગુણસુંદરી----

## લલિત છંદ.

નથિ હું આપથી તો મૂઢ જરા;
મુજથિ આપ તો છો મૂઢ ખરા.
(ત્યારે) વન તણા દુઃખો આપથી અરે;
સહન શી રીતે તે થશે ખરે, ૧
તુમ વિના વલે મારી શી થશે;
શરિર તો નકી અર્ધું થશે

રૂપસિંહ--પ્રિયા તું શોક કરવો છોડી દઈ મને જલદી જવા દે, હવે હું ક્ષત્રી વચનની ખાતર એક ક્ષણ પણ રહેવાનો નથી.
ગુણસુંદરી--દીલગીરીની સાથ વિનંતી કરૂં છું કે આપનું જેમ શ્રેય થાય તેમ કરશો.
રૂપસિંહ--પ્રિય પ્રિયા તું હવે તું તહારા મહેલમાં જા, કારણ કે, જ્ઞાનદત્ત આવે છે.
(ગુણસુંદરી જાય છે અને જ્ઞાનદત્ત પ્રવેશ કરે છે.)
જ્ઞાનદત્ત--કેમ સાહેબ.
રૂપસિંહ--પ્રિયમિત્ર જ્ઞાનદત્ત આવો.
જ્ઞાનદત્ત આજે આપનું વદન અપ્રસન્ન શા કારણથી જ-

ણાય છે?

રૂપસિંહ--મિત્ર, તમારા કેહેવા પ્રમાણે મારાથી નહી વરતાણું તેનું ફળ આજે મળયું છે, હવે રાજ્ય છોડી પાંચ વરસ વનમાં જવાનો સમય આવેલો છે.

જ્ઞાનદત--હું હે! અતે!! શી વાત.!!!

રૂપસિંહ--મે જુગાર રમવામાં હારેયાથી જુગારસિંહને પાંચ વર્શ રાજ્ય ભોગવવા આપી વનમાં રેહેવા કબુલકરેલું છે.

જ્ઞાનદત--રાજા સાહેબ, મેં આપને વારંવાર આ દુર્ગુણથી દુર રેહેવા વિનંતી કરેલી પણ થવા કાળને લઈ આપણા એકવાર સમજી તેનો ફાયદો લેવાણો નહિ. અને જેમ ઝેરનાં ઝાડને વાવી અમૃત ફળની આશા રાખવી એ કયાંથી બને? માટે જેવા ઝાડતેવાંજ ફળ. પરંતુ હજુએ દુઃખદાયક દુર્ગુણથી દુર રેહેવાય તો ઘણો લાભ છે. જેમ આગળની મારી વિનંતીઓ નકામી ગએલી છે, તેમ આ ન જવા અરજ છે.

રૂપસિંહ—હવે તે બાબત પશ્ચાતાપ કરું તોપણ કાંઇ વળવાનું નતી, આટલું વિત્યા છતાં તમારું કહયું નહિં માનું તો પુરી કમનસિબ છે.

તમારી સ્ત્રીને મારી ગેરહાજરીમાં તમારી ભાભીની પાસે રહે તેમ બંદોબસ્ત કરશો. અને કાંઈ પણ રાચસામાન જોઇએ તો લાવી આપવાને મણીલાલને મારી

વતી ભલામણ કરશો મણીલાલની તથા રાજ્ય કુટુંબ તમે પણ સંભાળ રાખજો.

જ્ઞાનદત્ત—સાહેબ હું તો આપની સાથેજ આવવાનો.

રૂપસિંહ—તમારે નાહક જંગલનાં કષ્ટ સહન કરવાં શા માટે આવવું જોઇએ.

જ્ઞાનદત્ત—મિત્રનો ધર્મ છે કે મિત્રને દુઃખે દુઃખી અને સુખે સુખી ત્યારે આપને કષ્ટ પડયું છે તો મારે પણ તે કષ્ટમાં ભાગદાર થવું જોઇએ. માટે હવે કૃપા કરી મને સાથે લેવાનો વિચાર કરો.

રૂપસિંહ—ભલે જેમ તમારી મરજી.

જ્ઞાનદત્ત—ત્યારે હું મારે ઘેર ભલામણ કરી આવું.

(જ્ઞાનદત્ત જાય છે.)

## પ્રવેશ ૫ મો.

સ્થળ જ્ઞાનદત્તનું ઘર.

જ્ઞાનદત્ત અને તેની સ્ત્રી કાશી.

જ્ઞાનદત્ત—પ્રાણપ્રિય!, તારે રાણી ગુણસુંદરી પાસે રેહેવુ પડશે.

કાશી—પ્રાણનાથ, રાણી ગુણસુંદરીને મારી શી જરૂર છે?

જ્ઞાનદત્ત—આજે મારે તથા રાજાજીને વિદેશ જવું પડેતેમ બનેલુ છે.

કાશી—પ્રાણ પ્રીય આપને તથા રાજાજીને પરદેશ શા કા-

રણુથી જવું પડે છે.

જ્ઞાનદત્ત—આપણા રાજાજી જુગારસિંહની સાથે જુગાર રમતાં આખો મુલક પાંચ વર્ષ સુધી હારી ગએલા છે, એજ વિદેશ જવાનું કારણ છે.

કાશી—આપણો! સ્નેહીનો ધર્મ છે કે; તેમના દુઃખમા ભાગ લેવો પણ આપના વિયોગથી મારૂ દીલ કોઇ જગોએ ચેન પામનાર નથી, માટે મારી હયાતી જોવાની ઈચ્છા હોય તો જેમ બને તેમ જલદી આવી દર્શન દેશો. હું રાણીસાહેબ પાસે રહી દુઃખમાં દાહાડા કાઢીશ.

જ્ઞાનદત્ત—પ્રીયા હું જલદી આવીશ અને તારી સંભાળને માટે રાજાજીના પ્રધાન મણીલાલને ભળામણ કરતો જઇશ.

કાશી—સ્વામીનાથ આપની આજ્ઞા પ્રમાણે વરતીશ. અને રાજાજીને કેહેજો કે, રાણીજીની કાંઈ ફીકર ન કરે.

(જ્ઞાનદત્ત રાજા પાસે જાય છે, તેવામાં રસ્તે મણીલાલ મળે છે.)

જ્ઞાનદત્ત—પ્રધાનજીસાહેબ, આજે મારે, તથા રાજાજીને રાજ્ય છોડી પરદેશ જવું પડે છે, માટે પાછળથી રાજ્ય કુટંબનો તથા મારા કુટંબનો તથા મારા કુટુંબને યોગ્ય બંદોબસ્ત રાખશો.

મણી—જ્ઞાનદત્ત આપના કહેવા મુજબ વરતીશ પણ ત-

તમારે તેમજ રાજાજીને પરદેશ કેમ જવું પડે છે?

જ્ઞાન—તમે તથા મેં વારંવાર રાજાજીને, જુગાર રમવાની કુચાલ ત્યાગ કરવાને વીનંતીઓ કરેલી, પણ તેમણે કાંઇ પણ ધ્યાન આપ્યું નહીં, જેથી દુતસિંહને પાંચ વરસ રાજ આપી વનમાં રહેવાનો તખત આવેલો છે,

મણી—રાજાસાહેબને મારા પ્રણામ કહેજો અને રાજ્યકુટુંબની તેમજ તમારા કુટુંબની કાંઇ પણ ફિકર ન રાખે.

જ્ઞાન—રાજાજીને એકાએક જવાનું બની આવેલું તેથી તમને બોલાવી ભલામણ કરી શકાણી નથી, તેથી મને હુકમ કરયો છે કે મણીલાલને ભળામણ કરજે

મણી—સાહેબ રજા લઉછું.

જ્ઞાન—હવે હું પણ રજા લઇશ, કારણકે, રાજાજી રસ્તે પડેલા રશે.

(ગને જાય છે.)

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ વન જવાનો માર્ગ

રૂપસિંહ,કમાલખાં અને પાછળથી જ્ઞાનદત્ત

રૂપસિંહ—કમાલખાં જોતો ખરો હજી સુધી જ્ઞાનદત્ત કેમ ન આવ્યા.?

કમા—રાજાસાહેબ, જ્ઞાનદત્ત આતેહે.

રૂપસિંહ--કમાલખાં હવે તું શેહેરમાં જા, કારણ કે, ગ્નાન દત્ત આવ્યા માટે હવે તારી જરૂર પડે તેમ નથી. (કમાલખાં જાય છે)

ગ્નાનદત્ત--સાહેબ આપણે જલદી ઘોડા ચલાવો, નહીતો રાત પડશે એટલે રસ્તાની હરકત પડશે.

રૂપસિંહ--ભલે ઘોડા ચલાવો, આહીંયાં થોડે દુર બાગ છે ત્યાં રાત રહેશું.

ગ્નાનદત્ત--એ કયો બાગ ?

રૂપસિંહ--તમને માલમ નથી ?

ગ્નાનદત્ત--ના સાહેબ મને યાદ નથી.

રૂપસિંહ--આપણો આરામ બાગ ઉતર દિશા તરફ છે તે.

ગ્નાનદત્ત--ત્યારે એ બાગનો રસ્તો તો ઉતર દિશા તરફ રહયો, અને આપણે તો પુર્વદિશા બાજુ ચલાવે છીએ તો એ બાગ ક્યાંથી આવશે ?

રૂપસિંહ--ત્યારે સારૂ થયું કે આપણને યાદ આવ્યું. માટે ઉતરદિશા તરફ ચાલો.

ગ્નાનદત્ત--ભલે સાહેબ ચાલો.

(બને ઉતરદિશાએ ચાલે છે.)

રૂપસિંહ--મિત્ર ગ્નાનદત્ત જુઓ એ બાગ દેખાવવા માંડ્યો

ગ્નાનદત્ત--(બાગસામી આંગળી કરીને) સાહેબ, આ બાગતો ઘણો સુસોભિત અને સારાં વૃક્ષની ઘટાવાળો છે.

રૂપસિંહ--પ્રિય મિત્ર, હવે અશ્વ ઉપરથી ઉતરો ચાલો બાગમાં જઈએ.

(બંને જાય છે)

## પ્રવેશ ૭ મો

સ્થળ આરામ બાગ.

રૂપસિંહ, જ્ઞાનદત્ત અને બાગવાન

જ્ઞાનદત—વાહ! વાહ!! બાગ કેવો સુંદર છે.

(બાગવાન સેતરંજી પાથરી બનેને બેસાડે છે)

બાગવાન—રાજાધિરાજ, જો આપનો હુકમ હોય તો તાબેદાર થોડાંએક, ખુશબોદાર પુષ્પ હાજર કરે.

રૂપસિંહ—ભલે.

(બાગવાન, જાઈ, જુઈ, મોગરો, માલતી, ગુલાબ, પારીજાત, બોરસલી, ચંપો, ચંબેલી, વગેરેનાં ફુલ તથા દાડમ. જમરૂખ, કેરી, નારંગી, સીતાફળ, દ્રાક્ષ, પપનસ ઇત્યાદિ ફળો લાવી રાજા અને જ્ઞાનદત્ત પાસે મુકયા.)

રૂપસિંહ—જ્ઞાનદત્ત, બાગવાનને બે રૂપૈયા આપો.

જ્ઞાનદત્ત—(આપે છે)

બાગવાન—અનદાતા, જે જે સરસામાન જોઈએ તે મુજબ તાબેદાર બાગમાં મળતો લાવી આપવાને હાજર છે.

(રૂપસિંહ અને જ્ઞાનદત્ત બંને જણાએ થોડાં ફળ ખાધાં.)

જ્ઞાનદત્ત- **મનહર છંદ**

રચના રચી છે સારી, જુઓ જાત ન્યારી ન્યારી;
કારીગરી કરી ભારી, ધન્ય કરનારને.
મોગરો ને જાઈ જુઈ, આંબલી ચંબેલી ઘણી;
આવળ બાવળ અતી, કેળાં ઘણાં કેળને.
ગુલાબ કરેણ અને, શીતાફળ કેરા ઝાડ;
આંબાનાં દેખાય, વૃક્ષ ઊંચાણું અતી ઘણું.
પિંપરને પીંપળાનો પાર, ના આવે ગણતીથી;
જાંબુ ઘણા જુદી રહયાં, જાંબુ કેરા ઝાડને.
બોરડી લીંબુડી અને લીંબડાને બીજાં બહુ;
વડ કેરૂ તરૂ મોટું, અતી ઘણી બોર છે.
દાડમને જમરૂખ, ખીજડી ખજુરી ઝાંઝી
સાગને શીસમ, અતી વળી બહુ તજ છે.
અહિં વાલી લટકે છે, તરૂ છે અશોક તણાં
આમળી કાંચકી અને, ચંદનના વૃક્ષ છે.
અરણી છે ઘણી ઘણી, તરકારી તકની છે;
ગણતીથી પાર નાવે, અતી વૃક્ષ અન્ય છે.
જાત જાતના જનાવરો અહિં;
અતી કલ્લોલ કરે છે પછી શું.
દીર વાતનું જગ ઘણું સારૂં છે.
એકંદરે બાગ તો ઘણો સરસ.

બનાવ્યો છે આ બાગ જોઇ;
મને આનંદ ઉત્પન થાય છે;
હવા પણ શરિરને સુખ દાયક છે.

રૂપસિંહ—જ્ઞાનદત્ત આપ વખાણ કરો છો તેવોજ બાગ છે પણ હવે રાત ઘણી ગએલી છે માટે સુઇ રહીએ અને સવારમાં વેહેલાં ચાલીશું

( સવારમાં વેહેલા ઉઠીને બને જણ ચાલવા માંડે છે. )

## પ્રવેશ ૮ મો

સ્થળ અરણ્ય,

રૂપસિંહ અને જ્ઞાનદત્ત

રૂપસિંહ—પ્રિયમિત્ર, તુરંગ ત્વરાથી ચલાવો કેમકે અરણ્ય ઘણું મોટું છે.

જ્ઞાનદત્ત—હું પણ તમારી કેડેને કેડેજ અશ્વ ચલાવું છુ.

રૂપસિંહ—આપણે સવારના ચાલીએ છીએ અને સાંજ થઇ ગઇ પણ હજી આ ભનાનક જંગલનો પાર આવતો નથી. માટે હવે તાકીદે ચાલી આ જંગલમાંથી નીકળી જવાય તો સારૂં.

જ્ઞાનદત્ત—હા સાહેબ સુર્ય અસ્ત પણ થઇ ગયો અને આ જંગલ મને ઘણુ બીવરાવે છે.

## સોરઠો

ડરૂં અતિ દિલ માંહી, સોર જનાવરનાં સુણી;
હિમ્મત રહેજ નહિં, આ જંગલ માંહે જરા.

વાઘ વરૂ શીયાળ, સિંહ સોર ઘણા કરે;
શું દેશે હમણાં કાળ, સિંહ સાવી મુજ ઉપરે.

રૂપસિંહ--જ્ઞાનદત્ત, આમ ઢીલા શું થઇ જાઓ છો? જ રા હિમત રાખો; હમણાં જંગલ બાહાર નીકળી જઇએ છીએ.

જ્ઞાનદત્ત—આવા મહા વિકાળ જંગલમા અંધારી રાત્રે ચાલવું અને જંગલી, ઘાતકી, જનાવરોનાં શોર સં ભળાય ત્યાં ધિરજ શી રીતે રહે ?

રૂપાસિંહ--થોડે આગળ ચાલો, કોઇ નિર્ભય જગ્યા આવે ત્યાં વિશ્રામ કરીએ. હવે રાત પણ પાછળ થોડીજ ર હેલી છે.

જ્ઞાનદત્ત--ઠીક સાહેબ, પણ આ ઝુંડ સરખું શું જણા ય છે?.

રૂપસિંહ-- ( મનમાં ) અરે ઇશ્વર ! જ્ઞાનદત્તને મેં સા થે; મને હિમ્મત આપશે એમ જાણી લીધો છે, પરં તુ આતો પણ મારા જીવને ભય લગાડે છે.

જ્ઞાનદત્ત—સાહેબ આ વડ દેખાય છે આહિં વિશ્રામ ક રીએ તો સારૂં અને આટલામાં કોઇ જાનવરનો શોર પણ સંભળાતો નથી.

રૂપસિંહ--બહુ સારૂ ત્યારે.

( બને ઘોડા ઉપરથી ઉતરે છે )

રૂપસિંહ-તમે સુઇ જાવ હું ચોકી કરૂં છું.

જ્ઞાનદત્ત--બહુ સારૂં સાહેબ.

( જ્ઞાનદત્ત જુદો જાયછે, ને રૂપસિંહ ચોકી કરવા બે ઠો છે. તેવામાં એક વાઘ આવે છે એટલે રૂપસિંહ ની પાછળ જાય છે એટલે વાઘ નાશી જાય છે ને રસ્તામાં એક જુગારખાં નામનો ધુતારો મળે છે.)

જુગારખાં—(રૂપસિંહને) તુમ કોન હો? ઓર યહ જંગલ મેં કાયકુ ભટકતે હો?

રૂપસિંહ--તું કોણ છે ને આહિં શા માટે રખડે છે?

જુગારખાં--હમ સોદાગરહૈ ઓર શીકાર કરનેકુ વાસ્તે નીકલ પડેહૈ.

રૂપસિંહ--તારૂં નામ શું?

જુગારખાં—મેરાનામ જુગારખાં સોદાગર.

રૂપસિંહ—તમારૂ મુકામ ક્યાં છે?

જુગારખાં—મેરા મુકામ પાસે એક કોસપે તળાવ ઉપરહે.

રૂપસિંહ—ઠીક તમારૂ નામ જુગારખાં છે, ત્યારે તો જુ-ગાર બાજી રમવાનો શોખ હશે ખરો?

જુગારખાં--હા સાહેબ, શોખ હૈતો ખરા. આપ કોન હો, ઓર આપકા નામ ક્યા?

રૂપસિંહ—હું રાજા છું ને મારૂં નામ રૂપસિંહ છે.

જુગારખાં—અચ્છા સાહેબ, ચલો હમારા મુકામપર.

(બન્ને જણ જાય છે

# પ્રવેશ ૯ મો

સ્થળ જંગલમાં વડ

જ્ઞાનદત્ત એકલો પછીથી દયાળસિંહ.

જ્ઞાનદ ૦—(સ્વારમાં જાગી જુવે છે તો એ અશ્વ સિવાય બીજા કોઇને દીઠું નહીં તેથી મનમાં) રાજા રૂપસિંહ ક્યાં ગયો હશે? કોઇ હરામખોર તેને લઇ ગયું હશે? કે આટલામાં પોતે ક્યાંય ગયા હશે? (થોડીવાર વાટ જુએ છે પણ કોઇ આવતુ નથી એટલે આસન) અરે! રાજા રૂપસિંહ!! તમે ક્યાં છો? અને હું આટલું આટ લું, કઇ સહન કરી આપની સાથે આવેલો છું ને મને દર્શન શા કારણથી નથી આપતા? શું! આપ મારી મ શ્કરી કરો છો? કે મારા કાયરપણાની પરિક્ષા લોછો? પણ હવેતો દિવશ ઉગેલો છે કે જેથી મારા મનને ભ ય લાગશે નહીં. માટે આપ જ્યાં હો ત્યાંથી કૃપા કરી જલદી આવી મને દર્શનનો લાભ આપો. હું તમારો દીલોજાન મીત્ર છું અને આપને છોડી કદી જનારજ નથી, એમ તમારે ખાત્રીથી જાણવું.

મારા પ્યારા મીત્ર! જો હવે તમે આહિં જલદીથી નહીં આવો તો મારા પ્રાણની હાણ થઈ જશે, માટે તમારા મિત્રને દુઃખ દરીયામાં સફર કરતાં વ્હાણમાં થી શા કારણે ફેંકી દીધો છો?

હું દુઃખસાગરમાં ડુબી મારા પ્રાણુનો ત્યાગ કરીશ ત્યાં સુધી પણ તમે દર્શન નહિં દ્યો કે શું?

આ જંગલ તમારા વિના મને મહા ભયંકર લાગે છે માટે તમારા શિવાય મને ધિરજ કોણ આપશે?—આ પ્રેમ વખતે દર્શન આપો કે જેથી મારા જીવને શાન્ત કરૂં.

મેં આપનો એવો મોટો શો અપરાધ કીધો છે કે મને એકદમ દુઃખસાગરમાં નાંખી ચાલ્યા ગયા.

## [ લલિત છંદ, ]

પરમ મિત્ર તું હાય કયાં ગયો,
(શીદ) ગરિબ મિત્રથી વેગળો થયો.
દુખદ જાણુ તું પ્રીય આ સમે,
તુજ વિના રહ્યુ જાય ના કયમે. ૧
કપટ તેં કર્યું (કે) શી રિતે થયુ,
તુજ વિયોગથી સુખ સૌ ગયું.
રદય કંપતું મિત્ર માહરૂં;
તુજ વિના હવે જીવિ શું કરૂં. ૨
સુખદનો રવી અસ્ત પામિયો,
દુખ તણો રવી આજ ઉગિયો.
દિલ ઉદાસ તો થાય માહરૂં,
અરર આ થકી મરણુ તો ભલું. ૩

ખબર નોંતિજે આમરે થશે,
(શું) કપટ તો કરી નાશિ તું જશે
બંધવ કયાં ગયો મૂજ જોડિયો,
ગરિબ મિત્રથી સ્નેહ તોડિયો. ૪

અરે! પ્રભુ, હું આટલા આટલા વિલાપથી બુમો પ
ડું છું તોપણ મને કોઇએ જબાપ દેતુ નથી. મારા જે
વો કમબખ્ત કોણ? કે જેણે રાજાને ચોકી કરવા કહી
પોતે સુઈ રહયો. ખરેખર મારા દુર્ભાગ્યને લીધે એમ
થયું છે. હવેહું આહિં કયાં સુધી રહુ? શું! તે મને
આંહિં રહેથી મળશે ના નહીં, પણ કોઇ જગ્યોએ હો
ય ને આવે તો પરમેશ્વરની પુરી મેહેરબાની.

( એક ઘોડેસ્વારને આવતો જોઇને ) ભાઇ તમે કો
ણ છો ?

દયાળસિંહ—હું આશાપુરીનો રાજા દયાળસિંહ છું.

જ્ઞાનદત્ત—આપે માર્ગમાં કોઈ જગ્યોએ મારા રૂપસિંહ રા
જાને જોયા ?

દયાળસિંહ—ભાઇ તું કોણ છે, અને તારો રાજા કોણ?
તું આહિં શા કારણથી આવ્યો છું ? ને આવો દી-
લગીર શા કારણથી થઇ ગયો છુ ? તે વિષે અથ ઇ
તિસ્વીસ્તર વૃતાંત મને કહી સંભળાવ.

જ્ઞાનદત્ત—સાહેબ, રૂપસિંહ નો રાજા છે અ
ને હું તેનો મિત્ર છું અમારે કંઇ કારણસર વનમાં

નિકળવું પડયું છે. અને રાતના આહીં આમો સુતા હતા, સવારમાં મેં ઉઠીને ચારે તરફ તપાસ કર્યા પ-ણ તે કયાંય જણાયા નહી.

દયાળસિંહ--ભાઇ તું ગભરાઇશ નહિં, તારો ઘોડો તૈયાર કરી મારી સાથે ચાલ, હું તારા રાજાનો તપાસ કરાવી જ્યાં હશે ત્યાંથી તને મેળવી આપવા મારાથી બ-નતી મદદ આપીશ. અને મારા રાજ્યમાં તને જ્યાં સુધી પસંદ પડે ત્યાં સુધી રેહેજે.

જ્ઞાનદત્ત—( મનમાં ) અરે ! ઇશ્વર !! આ કોણ હશે? હું એની સાથે જાઉં કે અહિયાં રહું ? અહિયાં રહે બાથી જંગલી જનાવરો મને દુઃખ કરશે એટલુંજ નહીં પરંતુ પ્રસાદ પણ થઇ રહેલો છે માટે ચાલ જાઉં હે! ઇશ્વર તું સહાય કરજે.

દયાળસિંહ--તમારૂં નામ શું ?

જ્ઞાનદત્ત—મારૂં નામ જ્ઞાનદત્ત છે.

દયાળસિંહ--ચાલો ઘોડાપર સ્વાર થાઓ અને બીજા ઘોડાને તથા તમારા રાજાજીના સામાનને તેમના ઘોડા ઉપર લાદી લ્યો.

(જ્ઞાનદત્ત અને દયાળસિંહ બંને સાથે વાતો કરતા ચાલ્યા જાય છે, તેનાં જ્ઞાનદત્તની વાક્ય ચાતુરી સાંભળીને--)

દયાળસિંહ—(મનમાં) આ મનુષ્ય ખુબ હુશિયાર છે તે પ

ધાનાગરીને લાયક છે,

જ્ઞાનદત્ત—સાહેબ આ ગામ દેખાય છે તેથી આપનું રા

રાજનગર કેટલું દૂર છે ?

દયાળસિંહ—આ ગામથી બે ગાઉપર આપણી રાજધાની

આશાપુરી છે.

જ્ઞાનદત્ત—સાહેબ, આપને આ જંગલમાં શું કારણે આ

વવું પડયું?

દયાળસિંહ—હું શીકાર કરવા નિકળી પડયો હતો.

(બને જણ આશાપુરીમાં જાય છે. દયાળસિંહ, જ્ઞા નદત્તની હુશિયારી જોઇને પ્રધાનગિરી આપે છે. જ્ઞાન દત્ત પ્રધાનપણાનું કામ કરતાં સુખમાં દિવસ નિર્ગમન કરે છે. )

## પ્રવેશ ૧૦ મો

સ્થળ જંગલમાં તળાવ.

રૂપસિંહ અને જુગારખાં.

રૂપસિંહ—( જુગારખાંને ) હવે બાજી ચલાવો.

જુગારખાં— અચ્છા સાહેબ મેં હાજરહું.

રૂપસિંહ—હાલ મારી પાસે એક ગઠો છે કે જેની કિંમ ત પાંચ હજારની છે. તેના ઉપર આપણે સરત મા રીએ કે જો હું હારૂં તો તમને તે આપું ને જીતું તો હું તમારા પચીશ અરબિ ઘોડા છે તે લઉં.

જુગારખાં--બોત અચ્છા સાહેબ.

( બંનેજણ રમે છે તેમાં રૂપસિંહની હાર થઈ તે તેથી તેની પાસેથી જુગારખાંએ ગઠો લિધો.)

રૂપસિંહ—( મનમા ) અહો ! પરમેશ્વર !! મેં એક વ ખત ખતા ખાધેલા છે તોપણ મારી ભુલ થઇ. હશે જેમ બનવનું હતું તેમ બની રહ્યુ પણ હવે જ્ઞાનદત્ત પાસે જાઉં.

( જાય છે )

## પ્રવેશ ૧૧ મો

સ્થળ જંગલમાં વડ.

રૂપસિંહ એકલો.

રૂપસિંહ—( જ્ઞાનદત્તને તેમજ ઘોડાને ન જોયા તેથી (મ નમાં ) અરે ! હું ભુલ્યો તેથી મને કેટલું નુકશાન થ યુ ? મારા વ્હાલા મિત્રનો વિયોગ થયો. તે કયાં ગયો હશે ? હું તેની ખોળ કરવા માટે હવે કયાં જાઊં ? ધુ ળ ઘણી ઉડી છે તેથી ઘોડા ચાલ્યા હશે તે પણ જ ણુંતું નથી, હું ઉતાવળે પોકાર કરૂં, જો તે આટલામાં કયાંય હશે તો તુર્ત આંહિ આવશે. (ચાસન) પ્રિયમિત્ર જ્ઞાનદત્ત તમે કયાં છો ? જો આટલામાં હો તો જલદી કૃપા કરી આવો. પ્યારા મિત્ર મારી ભુલ થઇ છે તે- થી જો તને કાંઇ રીસ ચઢી હોય તો તે મારા ઉપર

દયા લાવી, રીસ ઉતારી મને ત્વરાથી દર્શન આપો.

તું મારો ખરો મિત્રછું, તેં મિત્રતાની ફરજ પુરતી રીતે બજાવી છે. આવા જંગલના મ્હા મ્હા સાંકટો વે ઠવા તારાવિના મારી સાથે કોણ આવત? તમારા વિના હવે મારાથી પાંચ વર્ષ દુઃખ શી રીતે સહન થશે? હવે મને દુઃખમાં ધીરજ આપવા કોણ આવશે?

## માલિની છંદ

પરમ પુનિત બંધુ, ક્યાં ગયો મિત્ર મારો;
ખચિત થઇ ગયો તે, મૂજથીજ નિયારો.
દિવશ નિકળશેરે, તે વિના કેમ મારા;
અરર દુઃખ ર્યું તે, શ્રષ્ટિના સૃજનારા.

હે! ઇશ્વર આ વખત તું હું ગરીબ ઉપર કૃપા કરી મારા મિત્રથી મેળાપ કરાવ કે જેથી મારૂ દુઃખ જાય. (મનમાં) હું આ વડ ઉપર ચઢીને જોઉં જો તે આટલામાં હશે તો નજરે પડશે

(વડ ઉપર ચઢી જુએ છે પણ કોઈને જોયું નહી તેથી નિચે ઉતર્યો)

## (રાગ વણઝારાનો.]

વિયોગ થયો મને તાહરો, બંધુ મારારે.
તેથી અતી થાઊં ઉદાશ, પુરણ પ્યારારે.

ખબર આવી નોતી મુજને, બંધુ મારારે.
તેથી બની ગયું સાહસ પુરણ પ્યારારે.
તું વિના પુરા હાલથી, બંધુ મારારે.
હું ભટકીશ જંગલ માંહ, પુરણ પ્યારારે.
પડશે જ્યારે કાજ મુજને, બંધુ મારારે.
ત્યારે કોણ દેશે સલાહ, પુરણ પ્યારારે,
તુજને દુઃખ થયું હશે, બંધુ મારારે.
તેતો નહિ્યાં બાહરાં કૃપ પુરણ પ્યારારે.
ઘડી ઘડી મુને તાહરી, બંધુ મારારે.
નકી પડશે અગત્ય પુરણ પ્યારારે.
ચાલ હવે હું તેની ખોળ માટે જાઊં.

(જાય છે)

## પ્રવેશ ૧૨ મો

સ્થળ લંપટપુરનો દરવાજો

રૂપસિંહ અને પહેરેગીર.

રૂપસિંહ—અરે ! મિયાં સાહેબ ! ઓ મિયાં સાહેબ જરા મેહેરબાની કરી દરવાજો ઉઘાડો.

પહેરેગીર--કોનહે? અભી દરવંજા નહી ખુલે.

રૂપસિંહ--( મનમાં ) અરે ! સ્વારના આ વગડામાં ચાલી ચાલીને થાકી ગયો છું, કાંઈ ખાધું પણ નથી હું કોઈ વખત આટલું નહી ચાલેલો અને આજ ચાલવું

પડયુ છે તેથી અતીશય થાક લાગેલો છે. માટે જો આ દરવાજો ઉઘાડે તો ઠીક, કે જેથી ગામમાં કોઇ જગો પર જઇ સુઇ રહુ ( ચાસન ) મિયાં સાહેબ જરા મે હેરબાની કરી દરવાજો ઉઘાડશો તો હું તમને કાંઇ આપીશ.

પહેરેગીર--કોન બોલતે હે ? ઔર તુમ કયા દેઓગે ?

રૂપસિંહ--હું એક ગરીબ રજપુત છું અને આપ જો દરવાજો ઉઘાડશો તો આપનું મન રાજી કરીશ.

પહેરેગીર--ચલ બારી ખોલતા હું અંદર આજા.

(પહેરેગીર દરવાજો ઉઘાડે છે એટલે રૂપસિંહ પ્રવેશ કરે છે અને પહેરેગીરને બે રૂપૈયા આપે છે.)

પહેરેગીર--કયું સાહેબ અચ્છા હે ?

રૂપસિંહ--ઠીક છે ભાઇ.

પહેરેગીર--(દીવો બળતો હતો તેથી રૂપસિંહના હાથમાં વિંટી જોઇ, મનમાં) યહ આદમી કે પાસ વીંટી તો અછીહે મગર કયું કરકે એ મીલે ? આદમી બડા જોરવાલા દેખાતા હે, તો કીસ તરેહસે દાવ પેચ કરકે લેના ચઇએ (ચાસન) તુમકુ છાંટાપાણી કરનેકી આદત હે?

રૂપસિંહ--કાંઈ આદત તો નથી પણ કોઇ વખત કરીયે ખરા,

પહેરેગીર--(દારૂનો પ્યાલો ભરીને) લીજીએ જનાબ.

(પહેરેગીર રૂપસિંહને ખુબ દારૂ પાય છે, અને રૂપ

સિંહ થોડા વખતમાં બેભાન થયો એટલે પહેરેગીર વીં
ઢી કાઢી લઇ એક માટીની ખાણમાં નાંખી આવે છે)

## પ્રથમ અંક સમાપ્ત

# અંક ૨ જો

## પાત્ર.

| | |
|---|---|
| રૂપસિંહ. | મંચ્છાપુરીનો રાજા. |
| નકટદાસ ને અજ્ઞાનચંદ | જુગારી. |
| દેવજી | આનંદપુરનો વાણીઓ |
| રૂપો. | તેનો ગાડીવાન. |
| ગુણસુંદરી. | રૂપસિંહની સ્ત્રી. |
| નાથી, | તેની દાશી. |
| કાશી. | જ્ઞાનદ-તની આ |
| નિર્લજદાસ ને ક્રુરચંદ. | જુગારી. |
| રામજી | રતનપુરનો શેઠ. |
| માનાવતી | રતનપુરના રાજાની કુંવરી |
| માળણ. | રતનપુરની. |

---

## પ્રવેશ ૧ લો

સ્થળ લંપટપુરમાં માટીખાણ.

રૂપસિંહ અને એક કુંભાર

કુંભાર—( મનમાં ) અરે ! આ ખાણમાં કોણ માણસ પડેલું છે ? શું ! તે જીવતુ હશે કે મરી ગયું હશે ? ચાલ હું અંદર ઉતરી તેનો તપાસ કરૂં.

(કુંભાર ખાણમ ઉતરી રૂપસિંહનો હાથ ઝાલી બોલાવે છે થોડીવારે રૂપસિંહને ભાન આવવાથી)

રૂપસિંહ—(મનમાં) અરે! આ શો ગજબ!! દરવાજો કયાં? હું કયાં આવી પડેલો છું (ચાસન)તમે કોણછો?

કુંભાર--હું કુંભારછું ને મેહશાં માટી ખોદવા માટે આહિં આવુંછું ને આજ આવ્યો ત્યાં આપને પડેલા જોઈ મેં આપને બોલાવ્યા. આપ કોણ છો ? અને આહિં કેમ સુતા હતા ? અને આપનું નામ શું !

રૂપસિંહ--હું એક રજપુત છું, મારૂ નામ રૂપસિંહ હું આજ રાત્રે આ ગામના દરવાજે સુતો હતો.

કુંભાર–આપની પાસે કાંઇ સરસામાન હતો કે તે લૈલઇ કોઇ હરામખોરે આ જગોએ આપને ફેંકી દીધા?

રૂપસિંહ--(હાથ તરફ નજર ગઇ ને વીંટી નજરે નહી પડી તેથી (મનમાં) અરે! એ હરામખોર પહેરેગીરે કપટ કરી મને આવી ખરાબ સ્થિતિએ પહોંચાડયો ! (ચાસન) અરે! કુંભાર !! કેદ્દ કરવો એ મનુષ્યને ઘણો જ દુ:ખ દાયક છે.

## ગરબો,

(એ અરદેશર તારોરે ડંકો સુરત શેહેરમાં એ રાગ)

મુજ દેશી જનો કેફથી તમે દુર રહો દુખ જાણીને,
જે મુરખ હશે તે ખાશે કેફની વસ્તુ વખાણીને;
નિશો કરી જે કોઇ ભમે, તેને મૃત્યુ થાએ કોઇક સમે,
નુકશાન ઘણું કેફી ખમે, મુજ૦ ૧
છે દારૂમાં દુર્ગુણ ઘણો તેથી દુખી થાય છે કેક જનો,
તોય તજે નહી તેહ તણો. મુજ૦ ૨
બળ જાયે પોતાના તન તણું, એના અવગુણ કેટલાક હું ગણું?
નર્કે જઇ પામે દુખ ઘણું. મુજ૦ ૩
કેફ બુદ્ધિને નાંખેજ હણી, હોય નોકર તો દે રજા ધણી;
વળી હાની થાયે ધન્ય તણી. મુજ૦ ૪
કોઇ વિશ્વાસ ન કરે કેફી તણો, નિંદા ઉચરશે લોક ઘણો;
ઉધારે નહિં દે કોઇ જણો. મુજ૦ ૫
જે કેફ તણે વશ થાશે, તે ચોર પ્રભુજીનો થાશે;
તેની નારી રોજ નિશાસે. મુજ૦ ૬
ધિક્કકછે અવતારજ કેફી તણો, તે માટે તેને શત્રુ ગણો
તેનો ત્યાગ કરો તમે દેશી જનો. મુજ૦ ૭

કુંવાર—સાહેબ આપ કેફને શા કારણથી ધિક્કાર આપો છો ? શું આપે ગઇ રાત્રે કેફ કીધો હતો ?

રૂપસિંહ—હું કોઇ દિવશ કેફ કરતો નથી પણ ગઇ રાત્રે અહિંયા દરવાજાના પહેરેગીરે પરાણે પરાણે મને દારૂ પાયો જેથી આ હાલતમાં આવ્યો.

કુંભાર—સાહેબજી, ત્યારે આપ કૃપા કરી મારા ઘેર પ ધારો ને આપની મરજીમાં આવે ત્યાં સુધી તાબેદાર ના ઘરે સુખથી રહો.

રૂપસિંહ—ઠીક છે. તારો આગ્રહ છે તો આવું છું બે દી વશ રહી પાછો જઇશ.!

( રૂપસિંહ કુંભાર સાથે તેના ત્યાં જાય છે તેના ત્યાં બે દીવશ રહીને પાછો જાય છે)

## પ્રવેશ ૨ મો

સ્થળ લંપટપુરથી એક ગાઉ દુર વાવ.

નફટદાસ, અજ્ઞાનચંદ અને પ.છળથી રૂપસિંહ.

નફટદાસ—કેમ અજ્ઞાનચંદ, બાજી માંડીશુ?

અજ્ઞાનચંદ--ભલે.

(બને જણુ રમે છે તેવામાં રૂપસિંહને આવતો જોઇને )

નફટદાસ--આ કોઇ મુસાફર આવે છે. માટે તેનાથી આપ ણે કાંઇ ભય પામવા જેવું નથી.

અજ્ઞાનચંદ—કદાપી સરકારી માણુસ હોય તો પણ કાંઇ હરકત જેવું નથી કારણુ કે તે એકલો છે; તેથી આ પણે ડરતા નથી.

( રૂપસિંહ ત્યાં આવે છે)

રૂપસિંહ--શેઠ સાહેબ, તમે આ બાજી શાની રમો છો ?

અજ્ઞાનચંદ આ જુગાર બાજી છે. ત્યારે તારે કાંઇ રમ
વાની મરજી છે કે શું ?

રૂપસિંહ–મરજીતો ઘણીએ છે પરંતુ મારી પાસે એક પા
ઈ સરખી પણ નથી તેથી દીલગીર છું

નફટદાસ—ત્યારે કદાપી તું હારે તો અમારે શું લેવુ!

રૂપસિંહ—તમારા બંને જણુનો બે મસ સુધી નોકર થ
ઇને રહું અને હું જીતું તો પચાસ રૂપૈયા લઊં.

અજ્ઞાનચંદ--કેમ નફટદાસ આ ઠરાવમાં તમે શી સલાહ
આપો છો ?

નફટદાસ--અજ્ઞાનચંદ, ભલે રમાડો, હારશે તો આપણુ બે
મહિના સુધી નોકર તરીકે કામ કરશે.

રૂપસિંહ--જો તમારી મરજી હોય તો હું કબુલાત આપું છું

નફટદાસ--તમે શી જાતે છો અને આપનું નામ શું ?

રૂપસિંહ—મારૂંનામ રૂપસિંહ અને હું જાતે ક્ષત્રી છું.

અજ્ઞાનચંદ—ભલે, ઠાકોર રમો.

( ત્રણેજણુ રમે છે તેમાં રૂપસિંહની જીત થયાથી
રૂપૈયા પચાસ લે છે. )

નફટદાસ—ઠાકોર કાલે પાછા આહિં આવજો.

રૂપસિંહ—બહુસારૂં, હવે હું જાઊં છું

( જાય છે )

અજ્ઞાનચંદ—નફટદાસ, આજે આપણુને એ રજપુત જી
તી પચાસ રૂપૈયા લઈ ગયો.

નફટદાસ—જે થયું તે ખરૂં, કાલે એ આવશે એટલે આ
પણે તેનો તમામ માલ છીનવી લઇશું

( એમ વિચાર કરી બંને જાય છે ને બીજે દિવશે
પાછા તેજ મુકામે હાજર થાય છે. )

નફટદાસ--અજ્ઞાનચંદ, હજી ઠાકોર કેમ નહિં આવ્યા હોય?

અજ્ઞાનચંદ--થોડીવાર સુધી વાટ જુઓ એટલે આવી પોં
હોંચશે. કારણ કે કાલે જીતેલો છે એટલે આવ્યા વિ
ના નહિ રહે.

( રૂપસિંહ પ્રવેશ કરે છે )

રૂપસિંહ—કેમ શેઠ સાહેબ આવ્યા છો કે !

નફટદાસ--હા ઠાકોર, આજે તમારી બહુ વાટ જોવી પડી
આજે હવે બાજી ચલાવી શું ?

રૂપસિંહ—ભલે બાજી તો ચલાવો પણ ઠરાવ કેવો કરવોછે?

અજ્ઞાનચંદ--પચાસ રૂપિયાનો, કારણ કે તેથી જાદે તમા
રા પાસે નથી.

રૂપસિંહ-ઠાક રમત ચાલતી કરો-

( ત્રણેજણ રમે છે તેમાં રૂપ સંહની જીત્યો. )

નફટદાસ -(અજ્ઞાનચંદને ઈસારતથી ) હવે આનો ઘાટ જ
લદી ઘડાયે તો ઠીક.

રૂપસિંહ -હું વાવમાંથી પાણી પીઆવુ.

અજ્ઞાનચંદ--આપણે હવે તેને મારી તેની પાસેથી શઘળું
ખુંચી લઈએ તો ઠાક.

( બંનેજણ જઇ રૂપસિંહને એકદમ મારવા લાગ્યા અને તેની પાસેથી સઘળા રૂપીઆ ખુંચી લઇ નાશી ગયા. રૂપસિંહ બેભાન સ્થિતિમાં વાવ અંદર પગથી યા ઉપર પડેલો છે. તેવામાં એક શેઠ ગાડીમાં બેશી વાવ ઉપર પ્રવેશ કરે છે )

દેવજી--રૂપા, તું વાવથી પાણી ભરી આવ.

રૂપો--છાબ ભરી આવુ.

( રૂપો વાવમાં પ્રવેશ કરે છે ને ત્યાં રૂપસિંહને પ ડેલો જોઇને )

રૂપો--છેઠ છાબ વાવમાં કોઇ માણુહ પડેલુ સેં.

દેવજી--રૂપા, લે હું આવું છું (જાય છે)

રૂપો--છાબ,આ માણુહને કોકે મારો સેં.

દેવજી--હા એમ જણાય છે, તેનામાં જીવ છે માટે તું પા ણી છાંટ; એટલે તે શુદ્ધીમાં આવશે.

રૂપો--( પાણી છાંટે છે. )

રૂપસિંહ--( શુદ્ધી આસ્યાથી ) તમે કોણ છો ?

દેવજી—હું આનંદપુરનો દેવજીનામે વાણીયો છું અને આ મારો ગાડીવાન છે; આપ કોણ છો ? અને આવી ખ રાબ હાલતમાં શી રીતે આવી ગયા ?

રૂપસિંહ--હું રજપુત છું. ચાને બે હરામખોરોએ મને મા રી મારિ પાસેનું સઘળું ધન લઇ ગયા.

દેવજી--તમારૂં નામ શું ?

રૂપસિંહ--મારૂં નામ રૂપસિંહ.

દેવજી—તમારા આવા હાલ જોઇ મને દયા આવે છે અ
ને તમે કોઇ જાતની ફીકર કરશો નહી.

રૂપસિંહ--આપ જેવા દયાવંત શેઠના દર્શન થવાથી મને
શાની ફીકર હોય !

દેવજી--રૂપા, ઠાકોરને આપણી ગાડીમાં બેસાડ.

રૂપો—છાબ બેહારૂં સું.

(રૂપસિંહ અને દેવજી બંને ગાડીમાં બેસી આનંદપુર
જઈ, થોડે દહાડે રૂપસિંહનું શરીર સારૂં થયે દેવજિ
પોતાની દુકાને નોકર રાખે છે.)

## પ્રવેશ ૬ જો

સ્થળ રૂંચ્છાપુરીમાં રાણીવાસ.

ગુણસુંદરી, કાશી અને નાથી

ગુણસુંદરી--(મનમાં) સ્વામિનાથને ગયાં ઘણાજ દિવસ વિ
તિ ગયા પરંતુ તેમનો પત્ર તેમજ કાંઇ સમાચાર આ
વ્યા નથી. તે કયાં હશે ! મને જો સાથે લઇ ગયા
હોત તો ઘણુ સારૂં પણ ન લઇ ગયા ત્યારે તો દુઃખ
માં દહાડા કાઢવાનાજ તો.

મહારાથી વિયોગનું દુઃખ જરા પણ સહન થતું
નથી.

# ગરબી,

(ચાંદલીયા તું ચાલીશમાં અતી ઉતાવળો. એ રાગ)

સાલે છે વિયોગ મુને અતી ઘણો,
તે દુઃખડાની કહું હું કોને વાત જો;
નથીરે ભાવતુ અન્ન મુને જરા,
નિંદ્રા મુજને નાવે દીન કે રાત જો. સાલે॰ ૧

શ્યામરે બન્યું છે શરીર માહરૂં,
નથી ગમતા સજવા મુને શણગાર જો.
બાવરી બની હું પતિ વિયોગથી,
મ્હેલ મારા ખાવા ધાય નિરધાર જો. સાલે॰ ૨

પ્રીય વિના પીડા થાય ઘણી,
હવે મુજથી જરા નહી રહેવાય જો;
પીડે છે કામરે મુને અતી ઘણું,
દુઃખ એહતો હવે નહિં સ્હેવાય જો. સાલે॰ ૩

કિયારે ભવનાં દુઃખ આવી પડયાં.
જેથી વ્હાલાનો થયો છે વિયોગ જો.
કૃપા કરીને હું પર નાથજી,
જલદી તમે ટાળોને વિયોગ જો. સાલે॰ ૪

કારલી—(ગુણસુંદરીની આંખમાં આસું આવેલા જોઇને.)
બાઈ સાહેબ આપની આંખમાં આંસુ, આપને શી દી લગીરાથી આવ્યાં તે કહેશો.

ગુણસુંદરી-કાંઇ નહી અમસ્થાંજ.

કાશી—અમસ્થાં કોઇને આંશુ આવે નહિં, માટે આપને શાકારણથી આંસુડા આવ્યાં તેમજ ચેહેરો પણ કર માઇ ગયો છે.

ગુણસુંદરી—તું જાણે છે, માટે મને શીદ પુછે છે, તેને પણ એમ થતુંજ હશે.

કાશી--બાઇ આપ મર્મમાં કહોછો તેથી કાંઇ સમજાતું નથી માટે તમે કૃપા કરી ખુલું કહો.

ગુણસુંદરી—જ્ઞાનદત્ત પરદેશ ગયા છે, તેથી તને જે કાંઇ થતું હશે તેમ મને પણ થાય છે.

કાશી—કાંઇ દિલગીર થયે મારા રાજાજી આવી જશે? દુષ્ટ જુગારસિંહે પાંચ વરસની બાંધી કરી છે એટલે તેમનાથી શી રિતે આવી શકાય? પણ તેમનો કાગ કાગળ આવ્યો છે કે નહિં?

ગુણસુંદરી—ના, ના, કાગળનો આવ્યો નથી.

કાશી--(મનમાં) મને સ્વામિનાથ વિના બીજાકુસ ચેન પડતુ નથી પણ શું કરૂં?

અરે! મેં પેલે ભવ શાંશાં પાપ કીધેલાં હશે કે મારે પતિનો વિયોગ થયો શું! મેં કોઇના પ્રાણ હર્યા હશે કે મેં જુઠા સોગન ખાધા હશે? કે મેં મોહાલમાં દવ લગાડયો હશે? પ્રભુ જાણે.

હે! પ્રભુ હું ગરીબ અબળા ઉપર રહેમ નિધા કરી

પતિનો મેળાપ કરાવ.

મારાથી હવે તો વિયોગનું દુઃખ સહન થઇ શકતુ નથી, પણ શું કરૂં સહન કરયા શિવાય છુટકોજ નથી. હશે જેમ ઇશ્વરની મરજી.

ગુણસુંદરી—(કાશીને) તું કહે છે કે, દિલગીર થયાથી કોઇ આવનાર નથી ત્યારે તું શા માટે દિલગીર થાય છે,

નાથી—બાઇ સાહેબ આપ પણ અપશોશ કરવો રવા દો કારણ કે તેના કાંત એ આવશે નહી (કાશીને) તમે પણ દિલગીરી કરવી જવા દઇ બાઇસાહેબને હિમત આવે એવી વાતો કરો.

કાશી--(મનમાં) આ વખત મારો જીવ ગભરાઇ ગએલો છે માટે હવે રજા માગી ઘર તરફ જાઊં (ચાસન) બાઇ હવે મને રજા આપો તો જાઉં-

ગુણસુંદરી-ભલે કાલે આવજો.

( કાશી જાય છે )

## પ્રવેશ ૪ થો

સ્થળ આનંદપુરમાં મહાદેવની દેરી.

નિર્લજદાસ, કુરચંદ, પછીથી રૂપસિંહ

કુરચંદ—કેમ નિર્લજદાસ, આજ તારો શો વિચાર છે?

નિર્લજદાસ—શાનો ?

કૂરચંદ—એનોજ તો.

નિર્લજદાસ—એનો તે?

કૂરચંદ—જુગાર બાજીનો રસ લેવાનો.

નિર્લજદાસ—એમાં તે પુછવાનું હોય!

રૂપસિંહ (પ્રવેશ કરે છે)

રૂપસિંહ—મેહેરબાનો, તમે શાની વાત કરો છો?

કૂરચંદ—અમે જુગારબાજી ખેલી તેનો રસ લેવાની વાત કરીયે છીએ, તમારે કાંઇ મરજી છે?

રૂપસિંહ--(મનમાં) આજે મારી પાસે શેઠની ઉઘરાણીના પૈસા આવેલા છે, માટે તેમાંથી થોડા પૈસા લઈને રમું. (ચાસન) તમે રમાડશો તો શા માટે નહી રમું?

નિર્લજદાસ—બહુ સારૂ, ત્યારે બેસો રમવા.

(ત્રણે જણ રમે છે, તેમાં રૂપસિંહ હાર્યો, ફેર રમ્યો તેમાં પોતાની પાસેનું તમામ ધન હાર્યો.)

કૂરચંદ--કેમ સાહેબ, હવે રમવાની ઇચ્છા છે?

રૂપસિંહ---મારે રમવાની ઇચ્છા તો ઘણીએ છે પરંતુ મારી પાસે હવે પૈસા નથી, તેથી મારી જાત ઉપર રમાડો તો રમું,

નિર્લજદાસ--ના, ના, એમતો નહિ રમાડીએ.

રૂપસિંહ--(મનમાં) અરે! પ્રભુ!! શેઠની ઉઘરાણીના પૈસા

ત્યાં ન જવાય! માટે ચાલ હવે કોઇ બીજા શેહેર તરફ જઉં.

( જાય છે )

## પ્રવેશ ૫ મો

સ્થળ જંગલનાં કુવો.

રૂપસિંહ પછીથી એક ચોર

રૂપસિંહ--(મનમાં) ચાલી, ચાલી, પગનો દુઃખવા આવ્યાછે હવે પરમ કૃપાળુ પરમેશ્વર કૃપા કરી કાંઇ વાહન મેળવી આપે તો બહુ સારૂ, નહિંતો આ જગ્યો છોડી બીજે ગામ જઈ શકુ તેટલી શક્તિ નથી, અને બીજે ગામ ગયા સિવાય છુટકો પણ નથી કારણ કે, બીજે ગામ જાઊં તો અન્ન પાણી ભેગો થઊં ( દુરથી ચોર સ્વારને આવતો જોઇને )

## દોહરો.

આ કોઇ ઠગ જણાય છે. ઠગુ તેહને આંય;
પ્રપંચ કામ એવો રચી નાંખુ કુવા માંય.

( ચોર પ્રવેશ કરે છે. )

ચોર--અલ્યા તું કોણ સે!

રૂપસિંહ--તું તારે રસ્તે ચાલ્યો જા, તારે પુછવાની શી જરૂર છે!

ચોર--બોલેહેક માર ?

રૂપસિંહ--હું એક મુસાફર છું, ને મારા માંથે મહા દુ
ખ આવી પડવાથી અહિંયાં બેઠો છું.

ચોર—અલ્યા તારે સું દુઃખ સે ?

રૂપસિંહ-શું ! તું મારૂ દુઃખ મટાડીશ !

ચોર--મોઢામાંથી ફાડ તો ખરો કે તારે સું દુઃખ સે?

રૂપસિંહ--લે સાંભળ ત્યારે મારી પાસે એક કોથળી હતી
જેની અંદર એક હજાર રૂપૈઆ ભર્યા હતા તે આ કુ
વામાં પડી ગઈ છે, મને તરતાં નથી આવડતું કે હું
કુવામાં પડી કાઢુ. તેથી દીલગીર થઇ બેઠો છું.

ચોર—તારી કોથરી કુવામાંથી કાઢી દઉ તો સું દે?

રૂપસિંહ-અર્ધા રૂપૈયા તુને આપું

ચોર—મારૂ ઘોડું ઝાલ હું કાઢુ સું.

(ચોર કુવામાં પડે છે એટલે રૂપસિંહ ઘોડે બેશી
નાશી જાય છે થોડીવાર પછી ચોર બાહાર નિકળીને)

ચોર—એલા ઠગ ચ્યાં ગ્યો ?

( કોઇ બોલતું નથી તેથી )

ચોર—(મનમાં) અલ્યા તું મને આજ છેતરી ગ્યો ? તુ
તો પુરો ઠગ; મેં આજ સુધી તારા જેવો ઠગ નોતો
જોયો-

( નીરાશ થઇ જાય છે )

## પ્રવેશ ૬ ઠો

સ્થળ રતનપુરનો રસ્તો.

રૂપસિંહ, અને ઠગ પછીથી રામજી.

( રતનપુર તરફ રૂપસિંહ ચાલ્યો જતો હતો તેવા માં પાછળથી એક ઠગ આવતો હતો )

ઠગ;-(મન માં) આ આદમી પાસે ઘોડું ઘણું સરસ જણાય છે, માટે કોઇ પણ પ્રકારે તે લઇ લેવો ઠીક.

( બંને ભેગા થઇ જાય છે )

રૂપસિંહ–ભાઇ તમે કોણ છો!

ઠગ—હું એક ગરીબમાં ગરીબ અને દુઃખીમાં દુખી માણસ છું, મારૂં દુખ સાંભળી નિર્દયને પણ દયા આવે.

રૂપસિંહ—ભાઈ કહોતો ખરા એવું તમારે શું દુઃખ છે? મારાથી બનતી મેહેનતે તે દુર કરીશ.

ઠગ—ભાઈ, મારા દીકરાને એક બારવટીયો પકડી ગએલ છે, તે દીકરાની વય નાની છે, અને આ પાસેના ડુંગરની ગાળી છે ત્યાં મારા દીકરાને બારવટીયો રાખે છે.

રૂપસિંહ--તમારે કેટલા દીકરા છે ?

ઠગ—દીકરો, દીકરી, અને તમામ કુટંબમાં એ એકજ છે

રૂપસિંહ—ભલા, તે એકલો એ ગાળીમાં શી રીતે રહી શકતો હશે ?

ઠગ-તેની પાસે એક બાઇરી તે બારવટીએ રાખી છે.

રૂપસિંહ--ઠીક.

ઠગ--સાહેબ એવું મહા દુઃખ છે, જો એ દીકરા નમે તો તો આ લોકમાં તેમજ પરલોકમાં મારૂં બુરૂં થાય, એ દીકરા વિના આ દુનિયાંમાં જીવવું તે વ્યર્થ છે.

રૂપસિંહ--શા ઉપાએ તમારો દીકરો તમને મળશે !

ઠગ--હાલ બપોરનો વખત છે, એટલે, તે લોકો ખાઇપી જંગલમાં નિકળી ગયા હશે. મારો દીકરો અને એક બાઇ ત્યાં હશે, માટે જો તમે હું ગરીબ દુખમાં બુડેલા ઉપર દયા લાવી આપનું ઘોડું આપો તો હું હમણાં તેને તેડી આવીને અર્ધા કલાકમાં ઘોડું સ્વાદિન કરૂં.

રૂપસિંહ--ભલે, ખરા મહેરબાન થયા છોને ક્ષુધા પણ ઘણી જ લાગી છે, માટે તમે જલદીથી આવજો.

( ઠગ ઘોડેસ્વાર થઇ જાય છે રૂપસિંહ કલાક બે કલાક વાટ જુએ છે પણ તે આવ્યો નહી. )

રૂપસિંહ--( મનમાં ) **ઓખાહરણનો રાગ.**

પ્રભુ ઘણાં પડયાં છે દુઃખ,
નાશ પામ્યાં શકળ મારાં સુખ;
હવે આશરો છે મારે તારો,
હું શીર પડયો દુઃખનો ભારો.
દુઃખ ગણતાં પાર ન આવે.

દુખ સાંભળીથી દુખ થાશે.
પ્રભુ તું તો છે દીન દયાળ;
દીન શેવકની લે સંભાળ,
તું વિના સંભાળ કોણ લેશે?
કાદી દુઃખડાને સુખ કોણ દેશે ?
( તેવામાં રામજી પ્રવેશ કરે છે )

રામજી--અરે ભાઈ તમારે શાં દુઃખ છે કે આહિં દીલગીર થઇ બેઠા છો ?

રૂપસિંહ--મેહેરબાન મુસાફરીમાં મને મહા સંકટો આવી પડેલાં છે તેથી દીલગીર થઇ બેઠોછું.

રામજી---ભાઇ તાહારે શાં શાં દુખ પડેલાં છે ? તે કહેનો ખરો.

રૂપસિંહ--મારે માંથે દુઃખ પડવામાં કાંઇ પણ બાકી રહે લી નથી, હવે તો ઇશ્વર જલદી જીંદગીનો છેડો લાવે તો સારૂં.

રામજી--મુસાફરીમાં તને ઘણાં ઘણાં કષ્ટ પડેલાં છે તે માંહેતું એકતો મને કહે.

રૂપસિંહ--આ વખત એક ઠગ, માંરો ઘોડો, મને ભોળવી દયા ઉપજે તેવી વાત કરી, મારી પાસેથી લઇ ગયો, તે પાછો આવ્યો નહિં તેથી હું નિરાશ થઇ બેઠો છું.

હવે હું નિરાધાર છું, મારે ક્યાં જાવું અને શું કરવું તે સુજતું નથી.

રામજી--હશે ભાઇ ! સુખ દુખ માણસને માથે પડતાં આવે છે, જેમ ભાગમાં લખ્યું હોય તેમ થાય છે, માટે હિમ્મત હારવી નહી.

## લાવણી.

ચડતી પડતી આવે સર્વેને, શોક નવી તેનો ધારો.
મોટાં કષ્ટ ભલે પડે પણ હિમ્મત કદીએ નવ હારો.
જુઓ જુએ તમે છાયા તરૂની, થીર રહે નહીં તે કદીએ;
મોટાં કષ્ટ મોટાને પડયાં છે, આપણે દુખે નવ ડરીએ.
હતા પાંડવ પાંચે બળીઆ, દુખ તેને બહુ દેખ્યું,
રાજ તણાં સુખ જેને લીધાંતાં, તેને જઇને વન વેઠયું
રાજા રાવણ લંકાપતી, હતો તેહ બળીયો ભારી,
રામચંદ્રને રીસ ચઢી જ્યારે નાંખ્યો તેને સંહારી.
નળરાય સત્યવાદી પુરો, દયમતી જેને રાણી;
રાજ્ય તજીને રણમાં રખડયાં મળ્યાં નહી અનને પાણી

રૂપસિંહ--આપ જે કહેછો તે સર્વે સત્ય છે, પરંતુ આ સમયે ક્ષુધા અને તૃશથી પીડીત થએલાને આગલ્યાં મુસાફરીનાં કષ્ટ વધારે પીડા કરે છે.

રામજી--ભાઇ હવે તું તારાં સર્વ દુખ વિસારી દઇ અને

મારી સાથે ચાલ, પરમેશ્વર પરમ દયાળુ છે તો તારા ઉપર પણ દયા કરશે.

(રૂપસિંહ, રામજી શેઠને ત્યાં જાય છે, ને તેના ત્યાં જાય છે, ને તેના ત્યાં રહે છે; અને તેનું શેઠેજ સાજ કાજ કરે છે.)

## પ્રવેશ ૭ મો

સ્થળ માળણનું ઘર.

માળણ અને રૂપસિંહ.

માળણ--(રૂપસિંહને આવતો જોઇને) આવો ભાઇ આજ તો મોડા આવ્યા,

રૂપસિંહ--શેઠનું જરા કામ હતું, તેથી પુષ્પ લેવા આવવા ને જરા વાર થઇ, (માળણને રૂમાલ ભરતી જોઇને) આ રૂમાલ તમે કેના માટે ભરો છો ?

માળણ--અહિંના મહારાજા માધવસેનની દીકરી માનાવતી માટે તૈયાર કરૂં છું.

રૂપસિંહ--(માળણના ઘરમાં એક છબી ચોડેલી જોઇને) આ છબી કોની છે ?

માળણ--માનાવતીની છે.

રૂપસિંહ--તે અહિં લાવી મને બતાવશો?

માળણ--હા, શા માટે નહી બતાવું ? (લાવી આપે છે)

રૂપસિંહ--(છબી જોઇને) વાહ ! વાહ !! છબી તો સારી બનાવી છે.

માળણ- ભાઇ, આ છબીમાં ઘણા સારા રંગ પુર્યા છે, તે મજ છબી પણ ઠીક છે, પરંતુ તેનું રૂપ ઘણુજ છે. તેનું જેવું રૂપ છે તેવું આ દુનિયામાં કોઇનું નહી હોય !! ઇંદ્રની અપસરાઓનું રૂપ પણ તેના જેવુ નહી જ હોય !!

રૂપસિંહ--શું તમે કહો છો તે સાચુંજ છે?

માળણ--હા ખરે ખરૂં છે.

રૂપસિંહ--તે બાઇ પરણેલાં છે કે કુંવારાં છે ?

માળણ--કુંવારાંજ છે.

રૂપસિંહ તેમની વય કેટલા વરસની છે?

માળણ--આશરે અઢારેક વરસની હશે. તમારે એ બધુ પુછવાનું શું કારણ છે તે કહેશો.

રૂપસિંહ (ધીમેથી) કંઇ નહી.

માળણ--જે કારણ હોય તે મને કહેતાં કાંઇ હરકત નહી રાખવી.

રૂપસિંહ--( મનમાં ) હું માળણને કહું કે ના કહું? પણ કીધા વિના ચાલશે નહી કારણ કે, મારે સ્ત્રિ છે તેતો ઘેરજ છે ને રસના પુરૂપે એક વસ્તુનો સ્વાદસંપાદ

ન નહિં ફરતાં બીજી વસ્તુના સ્વાદનો પણ અનુભવ
લેવો જોઈએ.

આ સંસારમાં સાર રૂપ અને જગત અને સૃષ્ટી ઉ-
તમ કરતા મોહની રૂપ જે સ્ત્રી તેના શયન સુખનો
જેણે અનુભવ લીધો નથી તેનું જીવવું વ્યર્થ છે. માટે
સુઝે તેમ થાઓ પણ એ સ્ત્રીને તો મારે પરણવું
જોઈએ.

આ કામ માળણથી બનશે માટે તેને હું લાલચ
આપી તે કામ પાર પાડું (ચાસન) મારે તે સ્ત્રી :
વિવાહ કરવા ખુશી છે. આ વાત મેં તમને તમારા વિ
શ્વાસથીજ કહેલી છે. ને આશા રાખું છું કે તે કામ
તમે પાર પાડી શકશો, આ કામમાં હું તમને ખુશી
કરીશ.

માળણ—અહો ! એમાં શું મોટું કામ છે?

રૂપસિંહ—જો તમે કામ કરી આપો તો તમારી મોટી
મેહેરબાની. તમારે રૂમાલ શિવાય બીજું કાંઈ ભરવા
નું બાકી છે?

માળણ—હા,

રૂપસિંહ— શું બાકી છે.

માળણ--એક પંખો તથા કાંચળા.

રૂપસિંહ--ભાવો તે ફુંજ ભરી આપું

માળણુ-બહુ સારૂં.

રૂપસિંહ--( બને વાનાં ભરી આપે છે તેમાં પંખાગાં પોતાનું નામ યુક્તિ વડે દાખલ કરે છે. ) લ્યો આ તૈયાર કર્યા.

માળણુ—વાહ ! વાહ !! બહુજ સરસ બનાવ્યાં છે.

રૂપસિંહ--હવે મને ફુલ આપો એટલે જાઉં કેમકે મને વાર ઝાઝી થઇ છે.

માળણુ--લ્યો આ રહયા.

( રૂપસિંહ જાય છે )

## પ્રવેશ બે મો

સ્થળ માનાવતીનો મેહેલ.

માનાવતી અને માળણુ.

માળણુ—(પ્રવેશ કરીને) લ્યો બાઇ સાહેબ, આ કાંચળી, પંખોને રૂમાલ.

માનાવતી—ભાવ (લઇને જુવે છે તો તેમાં "રૂપસિંહ" એવું નામ નજરે પડવાથી) આ કેનાં ભરેલાં છે તે તું સાચે સાચુ કહી દે.

માળણુ-એ એક રૂપસિંહ નામના રજપુતે ભરેલાં છે.

માનાવતી–તે કયાંનો છે ને આંહિ શું કરે છે ?

માળણ—તે ક્યાંનો રહિશ છે તે હું જાણતી નથી પણ તે અહિંઆ રામજી શેઠના ત્યાં નોકર તરીકે રહે છે. ને તે ઘણોજ હુશિયાર છે. તેમજ તેના રૂપની બરોબ રી કરી શકે તેવું આ દુનિયામાં કોઇ નથી. તેમજ તેનો ચેહેરો ઘણોજ તેજદાર છે. અને મારા ધારવા પ્રમાણે તે ભાગ્યવાન પુરૂષ હશે.

માનાવતી—(મનમાં) અહો આવા ચાલાક અને તેજશ્વી પુરૂષ સાથે ખચીત મારે વરવું જોઈએ. (ચાસન) તે મની ઉમ્મર કેટલાં વર્ષની છે.

માળણ—આશરે પચીસ વરસની હશે.

માનાવતી—(મનમાં) ત્યારે તો એ મારા યોગ્ય છે. માટે સુ જે તેમ કરી તેમની દાશી થાઉં.

માળણ—બાઈ સાહેબ, આપ શા વિચારમાં પડ્યાં છો ! કાંઇ મારા સરખુ કામ હોય તો કૃપા કરી કહેશો.

માનાવતી—તારૂં કામતો છે પણ કેહેતાં મારી જીભ ઉપ ડી શકતી નથી.

માળણ—(મનમાં) આની પણ મરજી જણાય છે. (ચાસન) બાઈ, મારી પાસે જે કાંઇ કહેવા ચાહતા હો ત ખુશી થી કહો.

માનાવતી—મારે તે પુરૂષ ઉપર ચિઠ્ઠી લખવી છે, તે તું પ

હોંચાડીશ ?

માળણ--એતો મારૂંજ કામ છે એમાં શું ?

માનવતી--(લખીને) લે આ ચોડી આ વાત તું કોઇને કહેશ નહિ.

માળણ--બહુ સારૂ હવે હું રજા લઉં છું.

માનાવતી--આ ચિઠીનો ઉતર તું કાલે પાછો જરૂર લાવજે

માળણ--ઠીક છે (માળણ જાય છે)

માનાવતી--(એકલી મનમાં) અહો ! પ્રભુ !! મને મારાં નિર્દય માબાપે હજુ સુધી પરણાવી નહીં, અને હવે જ્યારે પરણાવશે ત્યારે કાંતો કોઇ ઊંચા કુળનું છોકરૂં અથવા વૃધ જોશે માટે જો તું, હું અબળા ઉપર દયા લાવી આવા ચતુર પુરૂષ સાથે વિવાહ કરાવ.

(દાસી પ્રવેશ કરે છે)

દાશી--બાઈ સાહેબ આપને જમવા માટે માજી સાહેબ બોલાવે છે.

માનાવતી--ચાલ આવુ છું.

( જાય છે )

---

# પ્રવેશ ૯ મો

સ્થળ માલણનું ઘર.

માલણ અને રૂપસિંહ.

માળણ—આવ્યો ભાઇ, આપને માનવતીએ ચિઠ્ઠી મોકલી છે.

રૂપસિંહ—લાવો ત્યારે. ( લઇને હર્ષ સહિત મનમાં વાંચે છે. )

પ્રાણ પ્રિય રૂપસિંહની સેવામાં.

## ( ગરબી )

( ઓધવજી સંદેશો કહેજો શામને એ રાગ )

પ્રિય રૂપસિંહ તમને તો શાબાશ છે;
ચતુરાઇ આપે વાપરી અપારજો.
કર્યા રે તમે પંખોને કાંચળી;
તેથી ધાર્યા મેતો પ્રાણધારજો.
મ્હેર લાવીને જરા મુજ પરે,
સ્વામિ થવાનુ કરશો આપ કબુલજો.
બંધવને બાપ છે મારે તમ વિના,
તેમાં તમે નવ જાણો કાંઇ ભુલજો,
પ્રાણ વલ્લભ આપે હું ગરિબ દાસી ઉપર કૃપા

ફરી પંખો તેમજ કાંચળી તૈયાર કરવા આપના સુકોમળ હસ્તને તસ્દી આપી તેથી હું આપનો આભાર માનું છું આપનું નામ પંખામાં નજરે પડવાથી તેમજ માળણે આપની કહેલી ચાતુરીની વાત સાંભળી હું આપની અ-ર્ધાંગના થઇ ચુકીછું.

હું અબળા ઉપર દયા લાવી પાછો આ ચિઠીનો ઉ-ત્તર લખવા તસદી લેશોજી.

તારીખ ૨૩ માહે સન ૧૮૮૪

લખોતંગ.

આપના દર્શનની આતી આતુર દાશી ગુનાવતી.

( વાંચી રહ્યા પછી ) અહો! કેવી ચતુર સ્ત્રી છે? વાહ! એની મરજી પણ મારા માટે થઇ છે, ( માલણને આ; સન ) એનું રૂપ કેવું છે તે વિશે મને કહો.

માળણ—એના રૂપનું યથાસ્થિત વર્ણન કરવા અસામરથ છું પરંતુ તેના સોમા હિસ્સાથી પણ ઓછું વર્ણન કહુંછું તે સાંભળો.

## ( ગરબી. )

સાંભળને તું સજની મારો રજની ક્યાં રમીઆવી ફરે. એ રાગ.

બેણી છે સારી, એહની ભારી, જાણે નાગણ કાળી જીરે;
પુર્ણિમાના ચંદ્રના જેવી ટીલડી ભલિ મે ભાળી તે છે ર-
તી રૂડી જીરે;
મુખ નિરખી માનાવતીનું મોહી રહે ઈંદ્ર દેવા જીરે.
ચંચળ નયન નકી છે તેમાં, રૂસિ મૃગનાં જેવાં છે તે -ર
તીથી રૂડાં જીરે.
ધનુશ જેવાં ભમર તેનાં, વળી નાશીકા છે સારી અતી
છે એના ગાલ તણો રંગ રૂડો ગુલાબી ભારી છે તે ર-
તીથી રૂડો જીરે.
અધર એના પરવાળા જેવા, વળી કંઠ છે સારી જીરે;
પીનશ્તન એહના છે વળી છે જોબન વાળી છે તે રતીથી
રૂડી જીરે;
કમર એહની કેસરી જેવી, વળી છે નીયમ છે સારીજીરે.
સરસ જઘન કેળસ્થંભથી છે તે જ્યાદે સારી છે તે રતી
થી રૂડી જીરે;
તે જો અંધારે ઉભી હોય તો ચારે દીશા પચીસ પચીસ
ગજ સુધી અજવાળુ થઈ રહે છે.
રૂપસિંહ--અહા! હા! તેનું અવું રૂપ છે? હું તમને ચિઠી
લખી આપું તે તેમને તમે આપજો.
માલણ-- બહુ સારૂં;

રૂપસિંહ--હમણા તેની સાથે મળવાનું થાય તો ઠીક.

માળણ--હમણાં થોડા દિવસ મોકુફ રાખવું પડશે કારણ તેમ્નો બાઇ માંદા છે તેથા તે તેમની પાસે રહે છે.

રૂપસિંહ--હવે હું જાઉંછું. ( જાય છે )

## બીજો અંકસમાપ્ત



# અંક ૩ જો

## પાત્ર

| | |
|---|---|
| રૂપસિંહ. | મંચ્છાપુરીનો રાજા. |
| માનાવતી. | રતનપુરના રાજાની કુંવરી. |
| માળણ. | રતનપુરની. |
| ગધોદાસ. | જુગારી. |

## પ્રવેશ ૧ લો

સ્થળ માનાવતીનો મહેલ.

માનાવતી અને માળણ.

માનાવતી-- ( મનમાં ) માળણને આવવાનો વખત થઇ ગયો છે. પરંતુ તે કેમ નહિં આવી હોય? તે જલદી આવી મને રૂપસિંહની લખેલી પ્રેમ પત્રીકા વંચાવે તો મને ઘણોજ હર્ષ થાય.

( માળણ આવે છે. )

માળણ--કેમ બાઇ સાહેબ બેઠા !

માનાવતી--હા, આવ, કેમ શી ખબર લાવી છું ?

માળણ--( ચીઠી લખી આપે છે )

માનાવતી--( મનમાં વાંચે છે )

પરમ પ્રિય પ્રીયા માનાવતી.

## શોરઠની ગજલ.

પહોંચી પત્રીકા પ્રીય તાહરી વાંચી દીલ મારૂ અર્પુ તુને,
સુખ કામિની, મન મોહિની, આવી મળે, વેગે મુને.
શદ્ગુણી પ્યારી, પ્રિયા મ્હારી, કિર્તી તારી, સાંભળી;
મન મળવા આતુર થઇ, મેં કર્યા પંખો કાંચળી.
યચતુર નારી, ગુણવાળી, મર્મ તું સમજી ગઇ;

શ્વકારી, મારી દીલદારી, પત્રદ્વારે પ્રિતી કંઇ.
પિયે ભાળી, છબી તાહરી, છબી તુલ્ય મુજ શરિર થયું
રશીલી, રસવાળી, તારી કાન્તિપર મુજ મન ગયું.
અધિર થઇ છે. અંતરે પ્રિયા મળવા તુજને અરે;!
બતાવ રસ્તો, જલદી પ્યારી (નહિંતો) પ્રાણ મારે જશે
ખરે !

પ્રીયે ! ત્હારી હર્ષથી ભરપુર, તારા કંચનમય હાથે લખેલી પ્રેમ પત્રીકા મને પહોંચી છે, તે પહોંચતાં મા મારી દીલગીરીનો નાશ થયો છે અને હું હર્ષમય થઇ રહયો છું.

તેં અર્ધંગના થવા કબુલ કર્યું તેથી તો આનંદનો કાંઇ પાર રહયો નથી.

પ્રાયા! તારૂં પુર્ણીમાના ચંદ્રથી રૂડું મુખ જોવાને હું અતી અધિરો બની ગયો છું, માટે મારી વ્હાલી લલનાં ? જેમ બને તેમ જલદી મેળાપ થાય તેવી કળા કર.

તારીખ માહે સન ૧૮૮૪.

લખીતંગ.

તારા મેળાનો ઇચ્છક

રૂપસિંહના આ આશિર્વાદ.

( ચોઠી વાંચી રહયા પછી) વાહ! કેવો ચતુર છે? મારા સુખનો સુર્યોદય થયો કે તેમણે મને અરધાંગના કરવાનું કબુલ કરયુ, પરંતુ હવે મારા પ્રાણનાથના મેળાપ થાય તો બહુ સારૂ (ચાસન માળણને) તેમને બીજુ કાંઇ કહ્યું છે?

માળણ—હા, તેમણે કહ્યુંછે કે, જેમ ત્વરાથી મળાય તેમ થાય તો ઠીક ?

માનવતી—મારો પણ એજ વિચાર છે કે જેમ જલદીથી બને તેમ સારૂ પણ મારા હાથમાં તે વિશેનો કાંઇપણ ઇલંજ નથી તેથી દિલગીર છું. પરંતુ મને એમ જણાય છે કે, આ કામ તારાથી પાર પડશે.

માળણ—એ કામ ઘણુજ જોખમ ભરેલુ છે, જો તે વાત કોઇના જાણવામાં આવે તો ઘણીજ હરકત પડે.

માનાવતી—હા, તે સરવે હું જાણુ છું પણ તુ જો મારૂ આ કામ કરી આપીશ તો હું તને રાજી કરીશ તેમ જ આ કામ જ્યારે તુ નહિ કરે ત્યારે કોણ કરશે?

માળણ—બાઈસાહેબ, આપનો આટલો બધો આગ્રહ છે તો હું આપને કાલે મેળાપ કરાવીશ.

માનાવતી—ત્યારે તો પછી ચિંતાજ ન રહે, પણ તુ શી રીતે મેળાપ કરાવીશ તે મને કહે.

માલણ—હું આપને આવતા કાલે ફુલ દેવા આવિશ ત્યારે હું રૂપસિંહને સ્ત્રીનો પોશાક પહેરાવી મારી સાથે તેડી લાવીશ

માનાવતિ--તેં આ કળા તો ઘણીજ સરસ ગોઠવી છે પરંતુ મને તેમાં એક બાબતનો સંશય રહે છે,

માળણ—શી બાબતનો સંશય રહે છે?

માનવતી--તે સ્ત્રીનો સ્વાંગ પહેરશે?

માનાવતી--તેની કાંઇ આપને હરકત નહિં, હું ચહાય તેમ કરીને પહેરાવીશ.

માનવતી--ત્યારેતો ઘણુંજ સારૂં, લે હું ચિઠી લખી આપુ છું તે તેમને આપજે.

માળણ--લાવો હું આપીશ.

માનાવતી--( ચિઠી લખી આપે છે. )

માળણ--હવે હું રજા લઇશ.

( માળણ જાય છે )

---

## પ્રવેશ ૨ જો

સ્થળ માળણનું ઘર.

માળણ અને રૂપસિંહ.

રૂપસિંહ--કામાવતીએ શું કહ્યું ?

માળણ--તેમને ચિઠ્ઠી લખી આપી છે તે લ્યો.

રૂપસિંહ--( ચિઠ્ઠી લઇ મનમાં વાંચે છે.

" પ્રાણ પ્રીય રૂપસિંહની શેવામાં."

" આપે આજ્ઞા પ્રમાણે વર્તનારી દા- " ઉપર દયા લાવી પત્રિકા લખી તે વાંચી મને અત્યાનંદ થયો છે, પણ મને ખરૂં સુખ આપતું મુખ જોયા શિવાય કદી પણ થનાર નથી.

## તોટક છંદ.

જ્યમ પોયણિને દુઃખ ચંદ્ર વિના।
ત્યમ પંકજને દુઃખ સુર્ય વિના.
જળ વિણ દુખી મિન જેમ બને;
ત્યમ તુમ વિના દુખ થાય મને.

આપ ચતુરછો તેથી વધારે લખતી નથી. એજ અરજ સન ૧૮૮૪ માહે તા૦ ૨૫, (વાંચિ રહયા પછી ) હવે તો તેને જલદી મળાય તો સારૂં (ચાસન) હવે તમે મને તેનો મેળાપ કરાવી આપો તો ઠીક;

માળણ--માહારા કહેવા પ્રમાણે કરોતો મેળાપ કરાવું.

રૂપસિંહ--તમે જો તેનો મેળાપ થનો હોય તો તમે કહો

રૂમક તેવા તઇઆરછું.

માળણ—મારી સાથે સ્ત્રીનો પોશાક પહેરી આવશો?

રૂપસિંહ.-હા, તેનો મેળાપ થાય તો આવુ

માળણ--બહુ સારૂં ત્યારે કાલે પધારજો.

રૂપસિંહ--હું જાઉંછું ( જાય છે )

---

## પ્રવેશ ૩ જો

સ્થળ માનાવતીનો મહેલ.

માનાવતી એકલી પછીથી માળણ, અને રૂપસિંહ સ્ત્રીનાં વેશે.

માનાવતી--(મનમાં) માળણે કહયું હતું, કે હું આવતી કાલે રૂપસિંહને તેડીને જરૂર આવીશ, પરંતુ હજી સુધી કેમ નહિં આવ્યા? મારા પ્રાણથી અધીક પ્યારા સ્વામી નાથથી,હે! પ્રભુ!!તું હું અબળા ઊપર દયા લાવી મેળાપ કરાવ. (રૂપસિંહ અને માળણ પ્રવેશ કરેછે.)

માનાવતી--( રૂપસિંહને આવતો જોઇ ને અતિશય હર્ષથી સામી જઇને પ્રાણ નાથ પધારો, આ સમયે જેમ અમૃતથી દેવતાઓને શાન્તિ થાય છે તેજ મિસાલે મને પણ આપના દર્શન થયાથી થઇ છે. હવે હું

આપને કદી વેગળા મુકનાર નથી. ( એમ કહી બેસે છે.)

રૂપસિંહ—પ્રીયે ! હું પણ તને કદી વેગળા જવા દેનાર નથી.

માનાવતી—ચલો આપણે આ આરામ ખુરશીં ઊપર બેશીએ.

( બંને બેશી સ્નેહની વાતું કરેછે. )

માનાવતી– હવે આપણે અહિંથી કાંઇ બીજે સ્થળે જઇ રહેવાય તો ઠીક, કારણ કે, અહિં ઝાંઝો વખત રહયામાં ફાયદો નથી. માટે જેમ બને તેમ તે બાબતનો વિચાર ઘોટવે, જવાની તઇયારી કરશો આપણે અહિંથી બીજે મુકામે જઇ ગુપ્ત રીતે લગ્ન કરીશું !

રૂપસિંહ--પરમ પ્રિય પ્રિયા, મારો પણ એજ વિચાર છે.

માનાવતી—આપણે અહિંથી કેવી રીતે ચાલશું?

રૂપસિંહ– કાલે રાત્રે હું બે અશ્વ સાથે જંગલને રસ્તે મહાદેવની દેરી આગળ ઊભો રહિશ ને તું પણ ત્યાં આવજે.

માનાવતી– બહુ સારૂં પ્રાણ નાથ, અસ્ત ખરીંદવા માટે આ બે જવાહિરની કોથળીયું લેતા જાવ.

રૂપસિંહ—(કોથળી લઈને ) પ્રાણ પ્રિયા હવે હું જાઉંછું.

માનાવતી—( માળણને-) આ મારો હાર હું તને ઇનામ
 દાખલ આપુછું.

( પોતાની કોટમાંથી કાઢી આપે છે.)

માળણ—બહુ સારૂં, બાઈ સાહેબ.

માનાવતી—પ્રિય પતી! આપ આવતી કાલની રાતના બ-
 રોબર નવ વાગે ત્યાં પધારજો.

રૂપસિંહ—ઠીક, પણ મારી પાસે કાંઇ ઘડીયાળ નથી કે
 બરોબર નવ વાગે આવીશ હું, જરા મોડું અથવા
 વહેલું પણ થાય.

માનાવતી—આપની પાસે ઘડીયાળ ના હોય તો મારી
 પાસે છે તે લેતા જાવ.

રૂપસિંહ—( લઈને ) હવે હુ જાઊંછું ( જાયછે )

# પ્રવેશ ૪ થો

સ્થળ જંગલનો રસ્તો.

માનાવતી એકલી પછીથી રૂપસિંહ.

માનાવતી—( મનમાં ) પ્રીય પતી ના કહેવાથી પણ વ-
 ખત જ્યાદે થયો છે. તો પણ હજી સુધી તેમનું પધા-

રવું શા કારણથી નહિં થયું હોય ? શું ! ? કાંઈ કારણથી રોકાયા હશે ? કે તેમને પૈસા મળ્યા એટલે લોભાયા હશે ? તે નહિં આવે તો મારી શી વલે થશે?

( રૂપસિંહ આવે છે. )

રૂપસિંહ--પ્રીયા તુ કયારની આવીછું ?

માનાવતી--મને આવ્યા ઝાઝી વાર થઇ છે. આપને પધારતાં વિલંબ શા કારણથી થયો ? આપને આવતાં વિલંબ થઈ તેથી મને તો ઘણી ચિંતા થતી હતી.

રૂપસિંહ--હવે તો નથી થતી ને ?

માનાવતી--ના સાહેબ, આપના દર્શનનો લાભ થયા પછી ચિંતા રહેજ નહિં, હવે તો આનંદ છે.

રૂપસિંહ--ત્યારે તો ઠીક.

માનાવતી--હવે આપણે ચાલીશું ?

રૂપસિંહ--ત્યારે આહિં બેશી રહીશું ? હવે તો જેમ બને તેમ સપાટાથી ચાલવું જોઇએ. હું તારા માટે પુરૂષનો સ્વાંગ લાવ્યોછું તે તું પહેરી લે એટલે આપણે રવાને થઇએ.

માનાવતી--વાહ ! આપની ચતુરાઇનું વર્ણન કોઈથી થઇ ના શકે? મારા માટે પુરૂષનો પોશાક લાવ્યા તે ઘણુંજ સારૂં કીધું છે.

( માનાવતી પુરૂષનો પોશાક પહેરે છે એટલે તથા રૂપસિંહ ઘોડેસ્વાર થઇ ચાલવા માડે છે. )

## પ્રવેશ ૫ મો

સ્થળ જંગલ એક ગંભીર વડ.

રૂપસિંહ, માનાવતી, પછીથી જોગી.

રૂપસિંહ--પ્રીયે આપણે ઝંઝાવાર થયા ચાલીએ છીએ ને આશરે ૨૦ ગાઉ આવ્યા હશું. હવે રાત એક પહોર પણ નહિં રહી હોય ? માટે આજ ગયો એ વિશ્રામ કરીએ તો ઠીક કારણ કે હવે તો તને થાક લાગ્યો હશે ! તેમજ અહીં કોઇ આવે તેવી દેહશત નથી.

માનાવતી--હા, સ્વામીનાથ.

બને જણ અશ્વ ઉપરથી ઉતર્યા અને ઘોડાની ગાદી હતી તે પાથરી ને-

રૂપસિંહ--પ્યારી તું સુઇ જા હું બેશીશ.

માનાવતી--ના પ્રાણ નાથ, આપ પોઢી જાવ. હું બેશીશ;

રૂપસિંહ--પ્રિયા તને ઊંઘ આવીજ જશે માટે તુંજ સુઇ જા.

માનાવતી--ના, પ્રાણાધાર, મને નિંદ્રા નહિં આવે; માટે આપ પોઢી જાવ.

( રૂપસિંહ માનાવતીના ખોળામાં માથું મુકી સુઇ જાય છે. થોડા વખતમાં માનાવતી પણ નિંદ્રાવશ થાય છે તેવામાં રૂપસિંહને સરપ કરડયો. સવારનાં માનાવતી જાગીને. )

માનાવતી -( રૂપસિંહનો હાથ ઝાલીને-) સ્વામિનાથ ! સ્વામિનાથ !! હવે ઉઠો. કેમ ઉઠતાનથી ? શું ? બહુજ ઊંઘ આવી ગઇ છે ? આવી ઊંઘ તે રાખીએ કે ? ( તેવામાં રૂપસિંહને સાપ કરડયો છે એમ જણાયાથી અરે ! પ્રાણ પતી !! આપને આ શું થઇ ગયું છે? હાય હાય આ શો ગજબ !! હવે શું થશે ? શું મારા હૈયાના હાર ને ઝેર નહિં ઉતરે ?

અરે ! સ્વામીનાથ !! આપની સુંદિર કાંન્તિ આ સમયે કયાં ગઇ ? આપનો પ્યાર કયાં ગયો ? આવો વેરી સુર્પ કયાંથી આવ્યો કે જેણે આપનો અમુલ્ય પ્રાણ હરી લિધો.

શું ! હું મારા હાથેજ આપની ઇંદ્રથી સારી કાયાને પ્રજાળી દેવી પડશે ?

## લલિત છંદ

અરરર રે પ્રભુ આમ શું ક

ગરિબ નારનું રત્ન તેં હર્યું;

જિવન માહરૂં ધૂળતો થયું,
સકળ સૂખતો આજથી ગયું.
દુખદ સિંધુમાં આજ હું પડી,
આમ દશા થઇ માહરી વડી;
સદન સૂકિયું મૂજ તાતનું,
સુખદ હું ચુકી સર્વ વાતનું.
અરર નાથજી આમ શું થયું,
નથિજ જાતું રે દુઃખ આ સહ્યું;
રચવ આપનો સ્વર્ગમાં થશે,
અરર કંથડા મારૂં શું થશે.
અરર ઈશદે કંથ માહરો,
ચુકિશ નૈં કદી પાડ તાહરો;
રડતિ જોઇને મેર લાવને,
અરજ શૂણિને નાથ આપને.
પતિ તણી અરે કાંતિ ક્યાં ગઈ,
અરર નાથની શી વલે થઈ.
શરિર જોઈને ઝાળ થાયરે,
અરર આ પતી જીવ જાયરે.

કનક જેવી જે દેહ તાહરી,
ઘડીકમાં જશે હાય તે બળી;
પણ પતિ અરે શોક ના ધરે,
તુજ પ્રિયઃ ખરે સાથમાં બળે,
અબળ ખારહી એટલી મને,
ફરિ નહિં દિઠો બોલતા તને.
જિવત માહરૂં રાખ થાયરે,
તુમ વિના કંપે મુજ કાયરે;

હે દિન દયાળ પ્રભુ ! તારી દયા આ સમે ક્યાં ગઇ? હું અબળા મહા સંકટમાં આવી પડેલી છું, આ સમે તું, હું અબળા ઉપર દયા નહિં લાવે ત્યારે પછી કોણ લાવશે ?

( માનાવતીનાં નેત્રમાંથી અતિશય આંશુડા ચાલ્યા જાય છે ને અતિશય દિલગિરી સાથ નિશાશા નાખતી ઉઠી કાષ્ટ એકઠા કરી ચેહ ખડકી રૂપસિંહને સુવાડે છે. )

માનાવતી—(મનમાં) હવે અરે મારા પતિ વિના જીવવું

તે શું કામનું છે ? માટે હું પણ તેની સાથે બળી મ
રૂં. હવે હું છેલી વારની પરમેશ્વરની સ્તુતિ કરી લઉ



## સિતાજીના મહીનાનો રાગ.

પ્રભુ તુજને છે પ્રણામ હવે છેલી વારના.
હું આવું છું હશ તુજ પાશ પાપ કાપજે માહરા.
મારી બેનીઓને પ્રણામ, અને મુજ તાતને-

( એક જોગી પ્રવેશ કરે છે. )

જોગી—( માનાવતીને ) તારી આંખમાં આમ આંશુડા શા કારણુથી ચાલ્યા જાય છે ને તું ઉદાસ સા માટે થઇ ગઇ છું ?

માનાવતી—( પાએ લાગીને ) મહારાજ; હું અને મારો પતી સુતા હતા તેમાં મારા પતીને સરપ કરડયો છે તેથી હું દિલગીર થઇ છું તેગને મેં આ ચેહમાં સુવાડયા છે, નેં હું પણુ સુવા જતી હતી તેવામાં આપ પધાર્યા-

જોગી-- ધિરજ રાખ, હું તારા પતીને હમણાં જીવતો કરૂં છું.

માનાવતી—( આશ્ચર્યથી ) મહારાજ ત્યારે કૃપા કરી જલદીથી સજીવન કરો.

જોગી—પોતાની પાસે કાંઇ દવા હતી તે રૂપસિંહને ચોપડે છે તેથી રૂપસિંહને ભાન આવે છે)

રૂપસિંહ--( ગભરાહથી ) અરે ! પ્રીયા હું તારા ખોળામાં માથુ મુકી સુઇ ગયો હતો ને તેં મને લાકડા ઉપર શા માટે સુવાર્યો ? આ જોગીરાજ આંહિ શા કારણ થી પધાર્યા છે ? અને તારા નેત્ર રાતાં શા કારણથી થઇ ગયા છે ? તેમજ તારા કંચનમય ચ્હેરાએ ઝાંખ શા માટે મારી દીધી છે, તેનું શું કારણ છે ?

માનાવતી--આપને સર્પ કરડયો હતો તેથી આપ બેશુદ્ધ થઇ ગયા હતા એટલે મેં આ લાકડામાં સુવાર્યા, ને હું પણ સુવા જતી હતી તેવામાં આ જોગી મહારાજે તમને દવા ચોપડી એટલે ઝેર ઉતરી ગયું.

રૂપસિહ—અહોહો ! પ્રીયા!! મારા માથેથી આવી મોટી આફત ગઈ. ?

માનવતી—હા ઘણી મોટી આફત ગઇ આ જોગી મહારાજના પ્રતાપથી આપણા બનેના પ્રાણનો બચાવ થયો છે.

જોગી–હું જાઉં છું. ( જાય છે )

રૂપસિંહ—હવે આપણે ચાલીશું ?

માનાવતી— હા ચાલીએ.

( જાય છે )

---

## પ્રવેશ ૬ ઠો

સ્થળ રસ્તો.

રૂપસિંહ અને માનાવતી.

માનાવતી–પ્રાણનાથ, હું આપની સાથે હતી તો આપ સજીવન થયા, નહિં તો શી રીતે થાત ?

રૂપસિંહ–પ્રાયે તું સાથે ના હોત તો પણ થાત, કાંઇ તારૂં કર્યું થતુ નથી; જે નશીબમાં હોય છે તે પ્રમાણે થાય છે.

માનાવતી- નશીબ તે બિચારા શું કરનારા હતા? જે માણુસ કરે છે તેજ થાય છે.

રૂપસિંહ-પ્રિયા હું કહુંછું તેમ માન અને નકામી માથાકુટ કરવી જવાદે.

માનાવતી--હું કાંઇ નકામી માથાકુટ કરતી નથી, હુંતો સાચ સાચુંજ કહુ છું

રૂપસિંહ--તું અભિમાન મુકી દે ને મારા કહેવા પ્રમાણે ચાલ.

માનાવતી--હુંતો આપની દાશી છું હુંતો આપના કહેવા મુજબજ ચાલનારી પણ કાંઇ કરમ કરી શકતું નથી.

રૂપસિંહ--હવે તું બોલતી બંધ રહે. અભિમાન કીધાથી કોઇને ફાયદો થયો નથી.

જે વાત કર્મમાં લખી છે તે કદી મીથ્યા થનારજ નથી, પાંચ પાંડવ સત્યવાન બળવાન હતા ને તેને તેના નશીબના કારણે બાર વરસ વન વેઠવું પડયું.

માટે હે પ્યારી કર્મમાં લખ્યું છે તેજ થાય છે. એમ તું ખાત્રીથી માન્ય.

માનાવતી--એ બધી સાચી વાત પણ નશીબનું કર્યું કાંઇ

થતું નથી.

રૂપસિંહ--ઠીક ( મનમાં ) અરે ! મારા ભોગ લાગ્યા આવી ખરાબ સ્ત્રી સાથે પરણ્યો, હવે હું આને આ વનમાં મુકીને જાઉં. (ચાસન) હવે રાત પડી છે મા ટે આપણે આ જગોએ વીશરામ કરીએ.

માનાવતી–મલે

( બંને જંગલમાં ઘોડેથી ઉતરી એક ટેકરી ઉપર સુઇ રહે છે. માનાવતી નિંદ્રાવશ થાય છે એટલે રૂપ-સિંહ ઘોડેસ્વાર થઇ ચાલતો થયો, માનાવતી સવારમાં જાગીને જુવે છે તો રૂપસિંહને જોયો નહી તેથી)

માનાવતી-(મનમાં) મેં મશ્કરીને માટે તેમની સાથે વાત કરવા માંડી તેમાં રીસ ચઢાવી જતા રહયા. હવે મા રા શા હાલ ? હવે હું એકલી કયાં જઇશ ને શું કરૂ? (ચાસન)

## સોરઠા

પ્રિય પ્રાણાધાર મુકિ મુજને કયાં ગયો ?

રે નિર્દય ભરથાર કામ આ તેં શું કર્યું.

તુજ કારણ મેં નાથ મુકયાં માત તાતને,

શીદ છોડયો સાથ કામ આ તેં શું કર્યું ?

મુકી વન મોઝાર નાશી નાથ તું કયાં ગયો.

ન લાવ્યો દયા લગાર કામ આ તેં શું કર્યું. ૩

મેં કીધું કુડુ કામ વાદ વદી હું તુજથી,

ભુલાવી મને રામ કામ આ તેં શું કર્યું. ૪

લેવા કારણ સુખ હું આવી તુજ સાથમાં.

પણ પમી હું દુખ કામ આ તેં શું કર્યું. ૫

અબળા કેરો વાંક આવ્યો શું મુજ નાથજી.

ક્ષમા કર જાણી રાંક કામ આ તેં શું કર્યું ૬

કરી વિશ્વાશ ઘાત મુકી રઝળતી મુજને

કીધી કુડી વાત કામ આ તેં શું કર્યું. ૭

મારે જાવું કયાંય કહે તે મુજને નાથજી.

રઝળાવું વન માંય કામ આતે શું કર્યું. ૮

હવે હું આ જંગલમાં પેલું માતાનું દેવળ જણાયછે ત્યાં જઇને રહું જો સ્વામીનાથ મળશે તો ભલે નહિતો ત્યાં પરમેશ્વરનું ભજન કરી આયુશનો અંત લાવીશ,

માટે ચાલ હું જાઊં. મારાં કર્મો મનેજ નડશે.) જાય છે ને ત્યાં રહે છે)

---

## પ્રવેશ ૭ મો

સ્થળ દયુતપુરની ધર્મશાળા

રૂપસિંહ અને ગર્વરદાસ.

રૂપસિંહ--ભાઇ તમે આજ લુગડાં સારાં સારાં તથા ઘરેણા શા કારણથી પહેરો છો?

ગર્વરદાસ—સાહેબ, આજ ગોકુળ અષ્ટમિનો મેળો છે તે જોવા માટે જાવું છે.

રૂપસિંહ—ઠીક પણ આટલા બધા રૂપૈયા શા કારણથી લઇ જાવ છો ?

ગર્વરદાસ--આ શેહેરમાં જુગાર રમવાનો ચાલ વધારે છે. અને મારે પણ જરા શોખ છે. તેથી લઇ જાઊં છું. આપને આવવું હોય તો ચાલો.

રૂપસિંહ— ત્યારે આપણે આહિંજ રમિયે તો કેમ ? જુ

છીથી ત્યાં જઇશું ?

મર્ધવદાસ ભલે જેમ ઇચ્છા. બેસો રમવા.

રૂપસિંહ—ઠીક.

(બંને રમે છે તેમાં રૂપસિંહની પાસે જવાહિર જેટલું હતું તે બધું તથા ઘોડો તેમજ બીજો સામાન તમામ હારી ગયા અને પાછળથી કાંઇ વાંધો પડયો એટલે બંને વઢી મર્યા તેવામાં સરકારી સીપાઈ પ્રવેશ કરે છે. )

સીપાઈ--અબે કયા વાસ્તે લડતે હો ? બંધ રહો અબ્બર ચલ કોર્ટ મેં.

અર્વદાસ--મીયાં સાહેબ હું જીત્યો તેમાં હવે મારવાને આવે છે.

રૂપસિંહ--મેહેરબાન સાહેબ મારા ઉપર કૃપા કરી મને છોડી દો.

સીપાઇ--અબે ચલ સાલે, નહિતો અભી દો ચાર મારતા હું.

( સીપાઇ બંનેને કોર્ટમાં લઇ જાય છે; અને કોર્ટમાં કાયદા પ્રમાણે રીતસર કામ ચલાવી બંનેને તેમ

# અંક ૪થો

## પાત્ર.

| | |
|---|---|
| જ્ઞાનદત્ત. | રૂપસિંહનો મિત્ર |
| રૂપસિંહ | મંછાપુરીનો રાજા. |
| ગુણસુંદરી. | તેના રાણી. |
| કાશી | જ્ઞાનદત્તની સ્ત્રી. |
| નાથી | ગુણસુંદરીની દાસી. |
| માનાવતી | રૂપસિંહની રાણી. |

## પ્રવેશ ૨ જો

સ્થળ આશાપુરીમાં જ્ઞાનદત્ત.

જ્ઞાનદત્ત એકલો.

જ્ઞાનદત્ત—( મનમાં ) રૂપસિંહને જુદાં પડયાં ઘણો વખત થઈ ગયો પરંતુ હજી સુધી તેનાં કાંઇ પણ ખબર મળ્યા નહિં હું આહિં દિવાનગીરી કરૂંછું ને તે બીચારો ક્યાંય રખડતો હશે. હવે તો મારાથી તેના વિના રહેવાતું નથી. હું મંચ્છાપુરી કાગળ લખું જો તેના સમાચાર ત્યાં આવ્યા હશે. તો તે લખશે.

હે ! પરમેશ્વર હવેતો જલદી મિત્રનો મેળાપ થાય તો સારૂં--મારા પ્યારા મિત્ર વિના મારૂં જીવવું વ્યર્થછે કહેવત છે કે. " વ્હાલા મિત્રનો વિયોગ એ એક કલેજાનો ઘા છે " હવે કાગળ લખું.-

( હવે કાગળ લખી પોતાની સ્ત્રી ઉપર મોકલાવે છે. )

---

## પ્રવેશ ૨ જો

સ્થળ દ્યુતપુરનાં કેદખાનું.

રૂપસિંહ એકલો.

રૂપસિંહ--(મનમાં) અરે ! મારામાં ખોટી ટેવ હતી તેના લિધે મારે કેટલાં કેટલાં કષ્ટ સહન કરવાં પડયાં ? મારો પ્યારો મિત્ર જ્ઞાનદત્ત કહેતો હતો તેની શિખામણની મેં મારા મનમાં કાંઇ પણ અસર લિધી નહી. હું રાજા હતો ને આ વખત કેદમાં પડેલો છું તે જુગારનાજ પ્રતાપે.

હે ! પરમકૃપાળુ પરમેશ્વર તારા પાસે મારી ફકત એટલી અરજ છે કે હવેથી મને કોઇ દિવશ જુગાર રમવાની મરજી નહી કરાવતાં હર વખત તેના ઉપર છીટકાર દેવરાવજે.

જુગાર રમવાથી માણસને ઘણાં ઘણાં કષ્ટ પડે છે. હવે હું મારૂં રાજ સંભાળી એવો બદોબસ્ત કરૂં કે કોઇ પણ માણસ જુગાર રમે નહી. તથા સભા એકઠી કરી તેની અંદર જુગાર ન રમવું એ બાબત ભા

ઘણું કરી તે ટેવ અટકાવવા યત્ન કરવું.

આ દુનિયામાં મેં અવતાર લઇ કાંઇ પણ સુકૃત કીધું નહી પરંતુ મેં મહા મહા ઘાતકી કામ કરી પાપ કર્યાં છે તો મારી સારી ગતી કેવી રીતથી થવાની ? જો હવે હું પરમેશ્વરનું ખરા દીલથી ધ્યાન ધરી ધર્મ દાન, નીમ, કરીશ તો મારા પાપનો નાશ થશે.

અરે ! આ દુનિયામાં અવતાર લઇ જેને સુકૃત કીધાં નથી તેઓનું [illegible] થયું છે.

જુગાર ! હું તને ખેલ માની રહ્યો હતો પણ તું તો મારો મોટો શત્રુ છે એમ મને પક્કો અનુભવ થવાથી જણાયું છે, તેં મને દુઃખ દેવામાં કાંઇ પણ કચાશ રાખી નથી.

## સોરઠા.

મુક્યું મેં જે રાજ, વળી વેઠ્યું દુઃખ ઘણું.
ન સુધર્યું એક કાજ, તે પ્રતાપ જુગારના;
વેઠ્યું મેં જે વન, થયો વિયોગ મિત્રનો
હાર્યો સઘળું ધન. તે પ્રતાપ જુગારના.

દુષ્ટ કેરો માર, મેં ખાધો જે વન વિશે.
પડ્યો કુપ મોઝાર, તે પ્રતાપ જુગારના.
કાળાઅહની માંય, રાખ્યો મુજને રાજવી.
લાજ ગઇ પુર માંહ, તે પ્રતાપ જુગારના.

હવે ઘણી રાત થઇ છે માટે સુઇ જાઉં, હું કેદમાંથી નિકળીને પ્રિય મિત્ર આનંદતની ખોળ કરવા જઊં.

(સુઇ જાય છે.)

---

## પ્રવેશ ૩ મો

સ્થળ મંચ્છાપુરીમાં રાણી વાસ.

ગુણસુંદરી, કાશી, અને નાથી.

નાથી—બાઇ સાહેબ આ કાગળ ટપાલના સિપાઇએ આપ્યો છે.

ગુણસુંદરી-લાવ.

નાથી--લ્યો બાઇ સાહેબ.

ગુણસુંદરી-(લઇને) આતો કાશીનો છે, લ્યો કાશી તમારો કાગળ.

કાશી—(લઇને મનમાં વાંચે છે)

પ્રાણપ્રિય કાશી.

મુ૰ મંચ્છાપુરી.

આશાપુરીથી લખીતંગ. જ્ઞાનદતના આશીર્વાદ વાંચ જો.

વિશેશ હું આહિં ખુશીમાં છઊં તમારા સર્વેના ખુશી ખબર સાંભળવા ચાહુ છું.

રાજાજી તથા હું ઘણા વખતથી વિખુટા પડેલા છીએ. રાજા સાહેબ કયાં છે તેની મને કાંઇ પણ ખબર નથી. રાજા સાહેબના ખબર ત્યાં આવ્યા હોય તો મને લખજો એટલે મને આનંદ થાય.

રાણીસાહેબ ખુશી આનદમાં હશે.

એજ સન ૧૮૮૪ ના જુન તારીખ ૧

લખીતંગ.

જ્ઞાનદત્તના આશીર્વાદ પોચે.

ગુણસુંદરી—કેમ કાશી શા સમાચાર છે?

કાશી—આમાંતો લખે છે કે, રાજા સાહેબ તથા હું લાંબા વખતથી જુદા પડેલા છીએ માટે તેમના કાંઈ સમાચાર આવ્યા હોય તો લખજો.

ગુણસુંદરી—હેં! આવી ખબર આવ્યા કે? હશે! જેમ ઇશ્વર ઇચ્છા. તમે કાગળ લખો તેમાં લખવું કે આંહિ બિલકુલ ખબર આવ્યા નથી.

કાશી—બહુ સારૂં (કાગળ લખીને નાખીને) લે આ કાગળ ટપાલમાં નાંખી આવ.

કાશી—જાઉં છું.

(જાય છે)

---

## પ્રવેશ ૪ થો

સ્થળ જંગલમાં દેવીનું દેવળ.

માનાવતી એકલી.

માનાવતી—( મનમાં ) હું ઘણા દિશ થયા આહિં પડી છું પણ પતિનો પતો કયાંય લાગ્યો નહી. તેમના વિયોગે મારૂં શરીર અર્ધું થયું છે. ને શરિરનો રંગ સ્યામ થઇ ગયો છે. આ જંગલ ખાવા ધાય છે. આ શિયાળાના દહાડામાં પતિ વિના કેમ રહેવાય ? મારાથી હવે કામનો તાપ સહન થઇ શકતો નથી. અને તેથી મને જરા પણ ચેન નથી પડતું પણ શું કરૂં ? મારો કાંઇ ઉપાય નથી, હવે તો ઇશ્વર સહાય કરે તોજ જીવાશે નહિતો મારો જીવ રહેનાર નથી.

(એવા વિચાર કરે છે તેવામાં નિંદ્રા આવવાથી સુઇ જાય છે ને પાછી થોડીવારમાં ઉઠીને ) અરે ! મને સ્વપ્ન આવ્યું કે આશાપુરીમાં પ્રાણનાથ છે માટે ચાલ હવે હું જાઉં.

( ઘોડા ઉપર સામાન નાંખી જાય છે. )



# પ્રવેશ ૫ મો

સ્થળ આશાપુરીમાં જ્ઞાનદત્તનું મુકામ.

જ્ઞાનદત્ત, પોષ્ટનો સિપાઇ; પછીથી રૂપસિંહ ને

માનાવતી.

પોસ્ટનો શિપાઇ--દિવાન સાહેબ આપનો કાગળ છે.

જ્ઞાનદત્ત–( લઈને મનમાં વાંચે છે.)

પ્રીય પતિ જ્ઞાનદત્તની શેવામાં.

મુ૦ આશાપુરી.

ઇચ્છાપુરીથી લખીતંગ આપની તાબેદાર દાર શીનું પાયેલાગુ પહોંચે.

વિષેશ આપનો પત્ર આજ રોજ મને મળ્યો છે જાં થી આનંદ થયો છે.

રાજા સાહેબના કાંઇ પણ આંહિં ખબર આવેલા ન થી, ને રાણી સાહેબ ઘણી ચીંતા કરે છે.

પ્રાણાધાર ! હવે આપ કૃપા કરી જલદી ઘર તરફ

પધરી દર્શનનો લાભ આપશો.

એજ તા૦ ૬ માહે જુન સન ૧૮૮૪.

લી૦ આપની દાશીના દંડવત પહોંચે.

( વાંચી રહયા પછી ) અરે પ્રીય મિત્રના ત્યાં પણ કાંઇ ખબર નથી માટે હવે હું ઘેર જાઊં.

( પોતે ગોખમાં બેઠો છે તેવામાં નિચે જોગીને રૂપે રૂપસિંહ જાતો હતો-તેથી તેને બોલાવીને )

## સોરઠની ગજલ.

સુણ ભ્રાત હું તુજને કહુ જોગીવેશ તેં કેમધારિયો.
હતો આજ સુધી તું કયાં કેમ મુજને તેં વિસારિયો;
અંગે વિભૂતી તેં ચોળી સહી તારી રિધી સીધી કયં ગઇ
દેહ તાહરી દુબળી થઇ સર્વે કાંતી તારી કયાં ગઇ.
હતા બંનો આપણ સાથમાં કેમ જુદો તું ત્યાંથી પડયો
ફરી ખોળ મેં બંધુ તાહરી કેમ મુજને તું નવી જડયો
વલે તાહરી અરે શી થઈ મુજને તું દે સર્વે કહી.

———

રૂપસિંહ— લલિત છંદ.

વડ તળે બંને રે સુતા હતા,
વળતિ જે થયા હાલ માહરા;
તરત ત્યાંય તો વાઘ આવિયો,
તેહનિ પાછળે પ્રીય હું ગયો.
અધ વચે મને ઠગતો મળ્યો,
રમિ જુગારને હારતો હર્યો;
સિપાઇ દુષ્ટનો સંગ મેં કર્યો,
અસુર પાપિએ માર મારિયો.
કરમ માહરે ત્યાંથી ઉગર્યો
ફરિ જુગારિનો સંગતો કર્યો,
રમત હું રમ્યો દુષ્ટ સાથમાં;
કરમને ફુટયે નાંખ્યો વાવમાં,
વણિક એકતો ત્યાંય આવિયો;
ધરિજ રે'મને બાર કાઢિઓ.
ગરિબ જાણીને ચાકરી કરી.
પછિ થકી મને નોકરી મળી,

સુણ્યુ બચ્ચો કા દેવજી મને.
કહિ કહું અરે શું જ હું તને.
પણ નશિબનો ફૂટલો અરે,
કરિ દુકાનમાં ચોરિતો ખરે;
નગર છાંડિને ઝાડમાં ગયો.
કપટ ત્યાં કરી ચોર છેતર્યો,
વળાંત ચોરતો ભૂજને મળ્યો;
ઠગિ ગયો નકી તેહ તો મને,
પુરણ પ્રીત જે રાખિ રામજી.
નથિજ ભૂલતો તેહ તો હજી.
અલિજ કુંવરી રાજ પૂત્રિની,
પ્રિત ઘણી થઇ તેથિ મારિરે.
તરત ત્યાં થકી નાશિયા અમે,
વન વિશે થયું તે કહું તને.
રણ મધે અરે સુઇ હું ગિયો.
તરત માહરો કાળ આવિયો;
ડસ કર્યો મને આવી સાપરે;
વિષ બહુ ચડયું અંગમાં હરે.

કરિ કૃપા મને જોગિ રાજરે;
દિધ બુટી અને કિધ કાજરે,
પછિ થકી અમે ત્યાંથિ ચાલિયા.
જંગલ ત્યાગિને બ્હાર તો ગયા;
ગરવ તો કર્યો નારિએ ઘણો,
ચડિ ગયો મને ક્રોધ તે તણો.
મુકિ જ રાનમાં તેહને ખરે,
તરત ત્યાંથિ હું ચાલિયો અરે
વળતિ શે'ર તો એક આવિયું.
અરરરે બંધૂ ત્યાંય શું થયું.
જુગટિયા તણો સંગરે થયો;
રમત ખેલવા તેડિરે ગયો.
થઇ લડા લડિ તેથી માહરે.
તરત કિકરે રાજના અરે.
સકળ માલતો મહરો લીધો.
મુને દંડતો કેદનો કીધો.
અરર ભાઇ હું દુખાયો થયો-
પાછ થકા અરે સાધુ હું થયો.

ફરિ ફરી અને અહી આવીયો-
સુખ ગયું અને દુખીહું થયો.
જગત માંહી તો જાણુ આ થશે.
અરર આબરૂ માહરી જશે.

ગ્નાનદ-ત--અહો ! હો ! ભાઇ તમારે માંથે આવાં મહા મહા સંકટો પડયાં ? હવે આ જોગીનો વેશ કાઢી નાંખી પાછો પેહેરતા હતા તેવોજ પહેરો.

રૂપસિંહ--મિત્ર તમેતો ખુશીમાં છો ?

ગ્નાનદ-ત--હા.

રૂપસિંહ--મંચ્છાપુરીના કાંઇ સમાચાર છે ?

ગ્નાનદ-ત--હા, ત્યાંનો પત્ર આવ્યો છે ને રાણીજી ઘણી ચીંતા કરે છે આપે રાજય કુંવરીનો ત્યાગ કર્યો તે ઘણું ખોટું કામ કર્યુ છે.

રૂપસિંહ--ભાઇ થવા કાળને કોઇ પહોંચતું નથી.

માનાવતી--( ગોખ નિચે-મનમાં ) અરે આ ગોખમાં બેઠેલા છે તેતો મારા શ્વામીનાથ નહિં હોય ?

રૂપસિંહ--( પોતાની નજર માનાવતી તરફ જવાથી ) પ્રી

મે તું આવી કે ? ઉપર આવ. ( જ્ઞાનદત્તને ) હમો બાઇ તમારાં ભાભી પણ આવ્યાં.

જ્ઞાનદત્ત--આનંદની વાત.

( માનાવતી પ્રવેશ કરે છે. )

માનાવતી--પ્રાણપતી આપ ખુશીમાં છો ?

રૂપસિંહ--હા, પ્રીયા. તું પણ ખુશીમાં છે ?

માનાવતી--આપનાં દર્શન થયાં એટલે ખુશીજ તો.

રૂપસિંહ--માનાવતી સામી આંગળી કરીને-) આ પરમ પ્રીય મિત્ર જ્ઞાનદત્ત.

માનાવતી--( જ્ઞાનદતને ) ભાઈ તમે આનંદમાં છો !

જ્ઞાનદત્ત--હવે તમે તથા રૂપસિંહ આવ્યા એટલે આનંદ કેમ ન હોય !

રૂપસિંહ--હવે આપણે પાંચ વરસ પુરાં થરહે વા આવ્યા છે તો એક બે દિવસમાં ઘર તરફ જવાનોં વિચાર કરીએ.

જ્ઞાનદત્ત--બહુ સારૂં, હું પણ અહિંથી રાજા સાહેબ પાસેથી રજા લઇ, થોડા માણસો સાથે ઘર તરફ જઇશું

હવે રસોઇ તૈયાર થઇ છે માટે જમવા ઉઠો.

( જાય છે. )

( જ્ઞાનદત્ત દયાળસિંહ પાસેથી રજા લઇ થોડા મા

ણુસો સાથે બધા જાય છે )

---

## પ્રવેશ ૬ ઠો

સ્થળ જંગલ.

રૂપસિંહ, જ્ઞાનદત્ત, માનાવતી, તથા બીજા

માણુસો.

રૂપસિંહ--પ્રાય મિત્ર, હવે આંહિં ઉતરશું ?

જ્ઞાનદત્ત--હા, આહિંજ મુકામ કરશું ( નોકરોને ) આ

# અંક ૫ મો

## પાત્ર.

| | |
|---|---|
| રૂપસિંહ | ગંછાપુરીનો રાજા |
| માનાવતી | તેની રાણી |
| જ્ઞાનદત્ત | તેનો મિત્ર |
| જોરસિંહ | દુસ્ટપુરીનોરાજા |
| ગુણસુંદરી | રૂપસિંહની સ્ત્રી |
| નાથી | તેની દાસી |
| કાશી | જ્ઞાનદત્તની સ્ત્રી |

---

## પ્રવેશ ૨ જો

સ્થળ આશાપુરીની ભાગોળ.

રૂપસિંહ, જ્ઞાનદત્ત, અને નોકરો

જ્ઞાનદત્ત--પ્રીય ભાઇ, આજ તપાસ કરતા માલુમ પડયુ કે, માનાવતીને અહિંનો રાજા જોરસિંહ લાવ્યોછે. માટે આપણે એકદમ બાગમાંથી લઈ આવીએ એટલે થયું

રૂપસિંહ,--હા, ભાઇ. આજ રાતે આપણે તેમ કરીશું આપ મહેનત લઇને તેની ખોળ લાવ્યા તે ઘણું સારૂ કામ કીધુંછે આ કામ આપવિના બીજાથી બને તેવુ નહોતું.

જ્ઞાનદત્ત--મિત્રનો ધર્મ છે કે, મિતું કાંઇ કામ હોયતો પોતાથી બનતી મેહેનતે પાર પાડવું જોઇએ.

રૂપસિંહ--મારા વાહાલા મિત્ર આ પ્રમાણે બોલનાર ઘણા એ છે પરંતુ આપના જેવાતો આ દુનીઆમાં થોડાજ

હશે. આપે મારાં જે જે કામો કરેલાં છે તેમજ આ
પે મને જે હિતવચન કહેલાંછે તેનો બદલો વાળવાની
મારામાં જરા પણ શક્તિ નથી.

ગ્નાનદત્ત--હવે આપણે આજ રાતે તૈયાર થઇ રહેવું ને,
બાગમાં જઇ તેમને લઇ આવવાં

રૂપસિંહ--બહું સારૂ.

ગ્નાનદત્ત ( નોકરોને ) હવે સાંજ પડીછે માટે લશ્કરે
સર સામાનનાં ગાડાં ચાલતાં કરો અને ફક્ત ઘોડે
સ્વાર હોય તેજ રહો.

નોકરો--(હુકમ પ્રમાણે કરેછે )

---

## પ્રવેશ ૨ જો

સ્થળ કુસુમપુરીમાં બાગ.

મનકવંતી—અમરસિંહ, રૂપસિંહ ગ્નાનદત્ત અને

તેમના નોકરો

જારસિંહ- પ્રીય, તું હવે મારી પટરાણી થઇને રહે હું તને કાંઇ પણ દુઃખ દેનારો નથી.

માનાવતી- હે દુસ્ટ રાજા !, સતીને પાછી મારા પતી ભેગી કર નહિતો હું તને શ્રાપ દઈશ ને મારા સ્વમી નાથ તને મારીને લઇ જશે.

જારસિંહ —[ શોરઠાની ગજલ )

પ્રીયા ખવ પીવો ખુશી રહો,
શીદ સ્વામીની આશા ધરો;
નથી શક્તિ તાહરા પતી માંહે.

તે શું દેખશે મેહેલ માહરો;
તારી શોધ જો તે આવશે,

ખરે ખાત જીવગુમાવશે;
એકાછે સિપાઇ સજ થઈ ( આવશેતો )
તને સંહારી નાંખશે;

માનાવતી — [ સોરઠાની ગજલ ]

રાજા શું કરે તુજ કિંકરો,
એકલો સહુને સંહારશે;
પ્રથમ મારશે તુજ કિંકરો,
પછીથી અહીયાં આવશે.
શીર છેદશે દુસ્ટ ત્હારૂં,
પછી વલે તારી શી થશે.
નથી બીતો એતો કાળથી,
તુજને ઝડપથી મારશે;
પ્રવે ચાકરો ત્હારા,
લઈ જશે મુને આહિંથી.
માટે મુજને પાછી મુકતું, ( નહીતો )
હેરાન થઇશ આમથી.
( રૂપસિંહ તથા જ્ઞાતદન્ત હાથમાં ઉઘાડી તલવાર
લઇ બાગના બંગલામાં પ્રવેશ કરેછે. )
માનાવતી-( રૂપસિંહને આવતો જોઈ ) પ્રાણનાથ, આ દુ
ષ્ટ મારૂં હરણ કરી આવ્યોછે.

રૂપસિંહ--પાપી લેતો જા ( એમ કહી તરવારથી તેને મારી નાંખી માનાવતીને લઇને ચાલતા થયા )

---

## પ્રવેશ ૩ જો

સ્થળ મંછા પુરીનો રસ્તો

રૂપસિંહ, ગ્નાનદત્ત, અને માનવતી આને નો કરો.

માનાવતી-- (રૂપસિંહને ) પ્રાણપતી આપે મારી ખોળ કરીને એ દુસ્ટના હાથમાંથી મારો પ્રાણ બચાવ્યો તે ઘણુંજ સારૂ કીકુછે. છે.

રૂપસિંહ--પ્રીયે એ બધું ગ્નાનદત્તે કરેલુંછે, તો તે માટે તેમનો પુરણ આભાર મારે તેમજ તારે માનવો જોઇએ.

માનાવતી--હા, પ્રાણધાર, ખરી વાતને તેમના જેવા મિત્ર આ વખતમાં ભાગ્યેજ હશે, તે પોતાની ફરજ બજા

વવાત્રાં કશી ખામી પડવા દેતાજ નથી

ગ્યાનદ-ત--હા મિત્રની જેવી ફરજ છે તેવી રીતથી બજા વી શકતો નથી મિત્રને પોતાની ફરજ પ્રમાણે વરતવું જોઇએજ

માનાવતી--પ્રીયબાઇ આપ કહેછો તે સત્યછે. પરંતુ આપજે પ્રમાણે મિત્રતાની ફરજ બજાવનાર આ દુનીઆમાં થોડા પુરૂશો હશે.

આ પૃથ્વીમાં સ્વાર્થના મિત્ર ઘણા છે જયાં સુધી પોતાનો સ્વાર્થ હશે ત્યાં સુધી એમ જણાવશે કે હું તમારો ખરો મિત્ર છું પરંતુ જ્યારે સંકટ આવી પડે ત્યારે વેગળા નાશી જાય છે.

આપ સરખા મિત્ર જેના સારા નશિબ હશે તેને જ મળ્યા હશે ને મળશે.

રૂપસિંહ--( ગ્યાનદત્તને ) હવે મંચ્છાપુરી થોડીજ દુર છે.

ગ્યાનદત્ત--હા, હવે કાંઈ વેગળી નથી.

રૂપસિંહ--ત્યારે હવે આપણે એક માણસને મોકલો, કે તે જઇ સર્વેને જાહેર કરે.

જ્ઞાનદત્ત--બહુ સારૂ ( મોકલે છે )

---

## પ્રવેશ ૪ થો

સ્થળ મંજુલાપુરીમાં રાણીવાસ.

ગુણસુંદરી, કાશી અને નાથી.

નાથી--બાઇસાહેબ રાજા સાહેબ હમણાં પધારશે.
ગુણસુંદરી--તું બળતાને શા માટે બાળે છે. તું જાણે છે
તે અમને તેમના વિના કેટલું કસ્ટ પડે છે તે જાણુ
તાં છતાં પણ મશ્કરી કરે છે.

નાથી--ના, બાઇ સાહેબ હું મશ્કરી કરતી નથી, તેમનું મા
ણુસ આવેલું છે.

ગુણસુંદરી--શું ! તું આ સાચી વાત કહે છે ?

નાથી--હા, સાચીજ વાત કહુંછું,

ગુણસુંદરી--( કાશીને ) કેમ હવે તમે ખુશી થયાં કે ?

હમણાં જ્ઞાનદત્ત આવશે ?

કાશી–ત્યારે હું જાણું છું કે, રાજાસાહેબતો હમણાં નહી પધારે.

( રૂપસિંહ અને માનાવતી પ્રવેશ કરે છે. )

ગુણસુંદરી–( જરા સામી જઇને ) પધારો પ્રાણપતિ. શરીરે સુખી છો ?

રૂપસિંહ–પ્રિયે, હું તો ખુશી છઉં પણ તારૂં શરીર કેમ દુબળું થઇ ગયું છે ?

ગુણસુંદરી–પ્રાણપતિ, આપ જાણોજ છો ને !

રૂપસિંહ–હાલ રાજ કેવી રીતે ચાલે છે ?

ગુણસુંદરી–રાજતો જુમારસિંહ પણ બીજા સાથે જુગાર રમતાં હારી ગયા છે ને રાજની સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઇ છે.

રૂપસિંહ–હશે જેમ થવાનું હશે તેમ થયું હવે બધાં સારાં વાનાં થશે.

ગુણસુંદરી–હવે રસોઇ તૈયાર થઇ છે માટે જમવા પધારો.

રૂપસિંહ જમવા જાય છે ને કાશી પોતાના ઘરે

જાય છે )

---

## પ્રવેશ પ મો

સ્થળ જ્ઞાનદત્તનું ઘર

જ્ઞાનદત્ત તથા કાશી

કાશી--પ્રાણાધાર રાજા સાહેબનો ક્યારના પધાર્યા છે ને આપને પધારતાં વિલંબ શા કારણથી થઇ ?

જ્ઞાનદત્ત—પ્રીયા, મારે રાજા સાહેબનો શરસામાન ઠેકાણે મુકાવવો હતો.

કાશી--બહુ સારૂં સ્વામીનાથ, આપ વિના મને બીલકુલ ગમતુંજ ન્હોતું.

જ્ઞાનદત્ત--હવે તો ગમે છે ની ?

કાશી--હવે શા માટે ન ગમે ?

જ્ઞાનદત્ત—રાણી સાહેબ શરિરે સારાં છે ?

કાશી--રાણી સાહેબનું શરીર તો અચ્છું નથી !

જ્ઞાનદત--હવે હું કચેરીમાં જાઉં છું.

( જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠો

સ્થળ કચેરી,

રૂપસિંહ, જ્ઞાનદત—મણીલાલ અને બીજાં

માણસો.

રૂપસિંહ--પ્રીય સજનો !

જુગાર એ ઘણુ દુઃખ દાયકછે હું જુગાર રમ્યો તેથી મારે કેટલાં કસ્ટ સહન કરવાં પડયાં? રાજ છોડી વનમાં જવું પડયું ને વનમાં પણ ઘણાજ દુઃખ વેઠવાં પડયાં

જુગાર રમવાથી માણસને ઘણાં ઘણાં દુઃખ ખમવા પડયાંછે

માટે કોઈએ જુગાર રમવુ નહી નીસો એ પણ ઘણા જ દુ:ખને પમાડનારછે. તેનાથી ગોટા મોટા રાજાઓ ના રાજ ગયાંછે ને ઘણાના જીવ પણ ગયાછે સીવાય અવગુણનુ જો વરણન કરીએ તો પાર ના આવે તે મ નથી તેથી હું થોડાજમાં કહુંછું કે તે ચાલ જેને હો ય તેને તેનો ત્યાગ કરવો જોઇએ

માણુસોના માથે કાળ હમેશાં ભમ્યા કરેછે, આ દુ નીયામાં સર્વ મનુસ્યો મિજમાન છઇએ માટે જે કાંઇ પોતાથી બને તે પ્રમાણે ધર્મ કરવું જોઈએ

આ ચીનંતીએ ચાલવાથી આ લોકમાં અને પરલો કમાં ગેર ફાયદા થાયછે માટે અનીતીનો ત્યાગ કરી ની તીથી ચાલવું જોઇએ.

આ પૃથ્વીમાં જે માણુસો અવતાર લઈ સારાં કૃ ત્ય કિધા નથી તેનુ જીવવું વ્યર્થછે

માટે પ્રીય બાંધુઓ સરવે મનુષ્યો હમેશા સારાં કાર્ય કરવા ઉપર મનને દોડાવવુ.

ગ્યાનદત--રાજા સાહેબ આપ કહોછો તે બરોબરછે.

મણીલાલ-- સાહેબ, આપના ગયા પછી અહિં રાજમાં

રૈયત ઉપર જુગારસિંહે જુલમ વાપર્યોછે. તેથી આહિ
ની ગણી ખરી વસ્તી બીજે ગામ રહેવા ગઇછે,
રૂપસિંહ--મણીલાલ હવે જેમ રૈયતને સુખ મળે તેવા
ધારા બાંધવા અને આપણે આહિં સદાવરત દેવાનો
ચાલ નથી તે આવતી કાલેથી સદાવરત ચાલું કરવું
તેમજ આહિં એક લાઇબરી સ્થાપવી
મણીલાલ-- બહુ સારૂ સાહેબ.
જ્ઞાનદત્ત--પ્રિય મિત્ર હું રજા લઉંછું ( જાયછે )

---

# જાહેર ખબર.

નિચે લખેલા પુસ્તક અમારે ત્યાંથી રોકડી કી મતે મલશે માટે જે સાહેબોને મંગાવવા ખુશી હોયતો તેમણે અગાઉથી નાણા મોકલી મંગાવી લેવા નોટપેડ કાગળો લિધામાંઆવશે નહિ.

| | કિંમત. |
|---|---|
| રૂપસિંહ દુઃખ દર્શક નાટક | ૦--૧૦--૦ |
| સુબોધમાળા ભાગ ૧ લો | ૦-૧-૬ |
| અંબીકા સ્તુતી. | ૦--૧--૦ |

ઉપર લખેલા પુસ્તકો ટપાલ ખર્ચ તથા નાણા મોકલી જેમણે જોઇએ તેમણે મંગાવી લેવા

શેવક

શાહ. કુવરજી વિ. વર્દ્ધમાન
ધ્રાંગધરા

# અગાઉથી થયેલા ગ્રાહકોનાં મુબારક નામ

| નકલ. | નામ. | ગામ. |
|---|---|---|
| ૫, | કુમારશ્રી. વજેસિંહજી | ધ્રાંગધરા. |
| ૨ | મિ. ભોલા. વીઠલ | ,, |
| ૨ | મિ. જમયતરામ દેવશંકર. | ,, |
| ૧ | મિ. ભગવાનજી કેશવજી. | ,, |
| ૧ | મિ. વરજલાલ દામોદર | ,, |
| ૧ | મિ. હકમચંદ કુંવજી | ,, |
| ૧ | મિ. કેશવલાલ લક્ષ્મિ શંકર. | ,, |
| ૧ | મિ. દલીચંદ મુળજી | ,, |
| ૧ | મિ, નથુ ફુલશંકર. | ,, |
| ૧ | મિ. કસ્તુર ભવાન. | ,, |
| ૧ | મિ. સોમચંદ ખુશાલ. | ,, |
| ૧ | મિ. ત્રીભોવન લલુભાઈ. | ,, |
| ૧ | મિ. ભાયચંદ ઝવેર | ,, |
| ૧ | મિ. બના સદા | ,, |
| ૧ | મિ. હીરાચંદ ભુરાભાઇ | ,, |
| ૧ | મિ. ફુલચંદ કુંવરજી. | ,, |
| ૧ | મિ. લલુ કુંવરજી. | |

૧ મિ. ભલુ પુરશોતમ

૧ મિ. વનમાળી નરભેરામ

૧ મિ. નર્મદાશંકર ગૌવરીશંકર

૧ મિ. અમીચંદ નથુભાઇ

૧૦ સુબોધ સાગર મંડળી તરફથી

ભાવનગર.

૨ શ્રી જૈનજ્ઞાન વધક સભા

૧ શ્રી લુહાણા જ્ઞાતી સુબેચ્છક મંડળી

૧ મિ. મોરશંકર ગૌવરીશંકર

૧ મિ. માણેકલાલ નાથાભાઇ

૧ મિ. વિશ્નુપ્રસાદ આણુંદરાય

૧ મિ. જીવરાજ ભગવાન

૧ મિ વિનાયકરાય હરીપ્રસાદ

૧ મિ. વરજલાલ છોટમલાલ

૧ મિ. પ્રભુદાસ ભગવાનદાસ

૧૦ મિ. જેસંકર અંબારામ મારફત

ભાવનગર

૨ મિ. જેસંકર અંબારામ આ. મા.

૧ મિ, નારયણજી જેસંકર ,,
૧ મિ. માણેકલાલ હરજીવન ,,
૧ મિ. કાલીદાસ વિજયરામ ,,
૧ મિ. સવૈરામ સંતોષરામ ,,
૧ મિ. પ્રતાપરાય સંતોષરાય ,,
૧ મિ. મારકાંડરાય નંદશંકર ,,
૧ મિ. રણછોડદાસ ,,
૧ મિ. વસુધરરાય ,,
૧૭ મિ. રઘુરામ ખીમજી મારફત

વઢવાણસીટી

૨ મિ. રઘુરામ ખીમજી ,,
૨ મિ. લક્ષ્મીશંકર ભાગવત ,,
૫ મિ. પ્રેમચંદ કસ્તુર ,,
૧ મિ, ઠાકરશી ત્રીભોવન ,,
૧ મિ કાહનજી ધનેશ્વર ,,
૧ મિ. લક્ષમીચંદ ચતુર ,,
૧ મિ. સુખલાલ પીતામ્બર ,,
૧ મિ. દેવચંદ વીરજી

૧ મિ. શીવલાલ ઉજમશી „
૧ મિ. લેહેરચંદ જસરાજ „
૧ મિ. ઓધડ હુકમચંદ „
૧ મિ. કસ્તુર ગોકળદાસ „
૧ મિ. ગુલાબચંદ ઓધડ „
૧ મિ. મગનલાલ વાહલજી „
૨ મિ. બેહેચરદાસ કરશનદાસ „
૭ રા. ગુલાબચંદ વેલશીમારફત „
૨ મિ. હરખચંદ સુંદરજી „
૧ મિ. નારણુ ત્રીકમ „
૧ મિ. માણેકચંદ નાનજી „
૧ મિ. વીરપાળ પ્રેમચંદ „
૧ મિ. નરસી મુળજી „
૧ મિ. કુવરજી સામજી „
૧૦ મિ. દયારામ રઘુનાથ મારફત „

જામનગર

૧ રા. તુળજા સંકર હરીશંકર „
૬ રા. દયારામ રઘુરામ „

૧ રા. ભગવાનલાલ જેશંકર
૧ રા. ભગવાનલાલ અમરજી
૧ રા. નથુભાઇ અંબાશંકર
૧ રા. નરભેશંકર સુરજશંકર
૧ રા. દુલેરાય છોટાલાલ
૧ મિ. પદમસી સીવજી
૧ મિ. પ્રેમશંકર હરજીવન
૧ મિ. આશંકર દુરગાશંકર
૧૦ રા. અંબારામ ગોવરધન મારફત

ગોંડળ

૨ મિ. માણેકચંદ મનજી
૧ મિ. અંબારામ ગોવરધન.
૧ મિ. હીરાલાલ રવજી
૧ મિ. સુંદરલાલ લવજી.
૧ મિ. પુરૂષોત્તમ ગોપળજી.
૧ હરિશંકર કલ્યાણજી
૧ મિ. વનમાળી કલ્યાણજી
૧ મિ. કાલીદાસ દેવજી

| | |
|---|---|
| ૧ મિ. દેવચંદ ગોકળ | |
| ૫ શા. ઘહેલાભાઇ રાયચંદ | |
| | ડીસા કાંપ |
| ૪ શા. ગંગારામ દયારામ | ધોળકા |
| ૧ શા. મગનલાલ રઘુભાઇ | લીંબડી, |
| ૧ શાહ. કપુરચંદ ખીમચંદ | ,, |
| ૧ શાહ. મુઝાભાઇ ગોકળદાસ | ,, |
| ૧ દવે નારાયણ જેઠાભાઇ | ,, |
| ૧ મી. મોહનલાલ પ્રાણજીવન | ,, |
| ૧ મિ. મંછારામ હરજીવન | ,, |
| ૧ મિ. કેશવલાલ છગનલાલ | ,, |
| ૧ મિ. નર્મદાશંકર ઓઘડલાલ | ,, |
| ૧ મિ. મગનલાલ મોતીચંદ | ,, |
| ૧ મિ. ખીમજી આણંદજી | ,, |
| ૧ મિ. પ્રભુરામ જીવરામ | ,, |
| ૧ મિ. અમીચંદ ભીમજી | ,, |
| ૧ મિ. મગનલાલ ઝવેર | ,, |
| ૧ મિ. રવીશંકર કાશીરામ | |

| | |
|---|---|
| ૧ ગોરજી પાનાચંદ હીરાચંદ | આદરીઆણા |
| ૫ શા. માણેકલાલ છગનલાલ | ધાંગધરા |
| ૨ મિ, હુકમચંદ કુંવરજી | ,, |
| ૧ મિ. ભુધર રવીભાઈ | ,, |
| ૧ દવે કાહનજી પ્રભાશંકર | ,, |
| ૧ શા. મોહનલાલ મુગટલાલ | |
| | જામનગર |
| ૧ શા. ત્રીકમલાલ કરૂણાશંકર | ,, |
| ૧ શા. છોટાલાલ કરૂણાશંકર | ,, |
| ૧ છગનલાલ ડોસાભાઈ શાહ | ચુડા |
| શા. છોટાલાલ મોતીલાલ | |
| | અમદાવાદ |
| ૧ શા. ભાઉરાવ બાપુરાવ | |
| ૧ શા. સાંકળચંદ લલુભાઇ | ,, |
| ૧ શા, રણછોડદાસ નરોતમદાસ | ,, |
| ૧ મિ. ગણેશજી પ્રભુજી | ,, |
| ૨ શા. મણીલાલ અંબાલાલ | |
| | સુરત |

૧ રા. ડાયાભાઇ અમરચંદ ,,

૨ રા. હરજીવન સામજી

મુંબાઇ

૧ રા. વમળસી મોતીચંદ ,,

૧ રા. હરગોવીંદ મોતીચંદ ,,

૧ રા. જગજીવન સુંદરજિ ,,

૧ રા. ચત્રભુજ ખોડીદાસ

૧ કુંવરશ્રી પ્રતાંપસિંહ દેવ્જાભાઈ

રાજકોટ

૧ ભાઇ મોરારજી દેવજી ,,

૧ ભાઇ દેવશી લાધાભાઇ ,,

૧ ભાઇ ભીમજી ત્રીકમજી ,,

૧ ભાઇ હીરજી પ્રેમજી ,,

૧ ભાઇ જેરામ વેલજી ,,

૧ મિ- સદાસીવ ભગવાનજી ,,

૧ રા. દયાશંકર ભવાનીશંકર ,,

૧ રા. નાગજિ દયારામ ચા. કો ધાંગધરા

૧ રા. અભેચંદ કાલીદાસ જેતપુર

૧ રા. વેલશી ગાંગજિ

ધોલેરા

૧ રા. ચત્રભુજ જસરાજ ,,

૧ રા. મોતીચંદ દેવજિ ,,

૧ રા. ગુલાબચંદ પુરશોતમ ,,

૧ રા. ભીકમલાલ ઉજમશી ,,

૧ વકીલ. બાવજિ પુંજાભાઈ

દપવઈ

૧ મિ. હીરાલાલ કાળીદાસ ,,

૧ મિ છગનલાલ ભગવાનજિ ,,

૧ જાદવ લક્ષ્મણસિંહ વેરવાજિ ઇડર

૧ તરવાડી બેહેચરલાલ નીત્યારામ ,,

૧ મિ. વીરજિ વેલજિ

ખજાણા

૧ મિ. ઓઘડ બપુભાઇ

૧ નેકનામદાર નાથાજિ સા—
હેબ પ્રાનજિ

| | |
|---|---|
| ૧ મિ મોતીચંદ ખુશાલ | ,, |
| ૧ શેઠ. હઠીસંગ લાલજિ | ,, |
| ૧ મિ. ઉમેદચંદ ડાયાભાઇ | ,, |
| ૧ મિ. ભગવાનજી લાલજી | ,, |
| ૧ મિ. અમીચંદ હરજી | કચોળીયા |
| ૧ મિ. હરગોવિંદ મોતીરામ. | વીરમગામ |
| ૧ મિ. તૈયબઅલી હસમાલજી | ,, |
| ૧ મિ. બાપાલાલ છગનલાલ | ,, |
| ૧ દેશાઇ રાયશંગ કેશવભાઇ | ,, |
| ૧ દોશી ફુલચંદ લક્ષ્મિચંદ | ,, |
| ૧ શાહ. મગનલાલ હકમચંદ | ,, |
| ૧ દોસી પ્રભુદાસ રવચંદ | ,, |
| ૧ શાહ. હકમચંદ અમરચંદ | ,, |
| ૧ શાહ. દલીચંદ ભગવાનદાસ | ,, |
| ૧ શાહ. અમરતલાલ કપુરચંદ | ,, |
| ૨૫ શાહ. ઠરજલાલ પ્રભુદાસ | ,, |
| ૧ દેશાઇ શ્રી કલ્યાણસિંહજી ફતેસિંહજી | પાટડી |
| ૧ દો. લલુભાઇ કુંવરજી | વાસવા |

| | | |
|---|---|---|
| ૧ | શા. પ્રભુદાસ ગોરધનલાલ | ,, |
| ૨ | રાણાશ્રીમેરૂભા કલ્યાણસિંહજી | બાવળી |
| ૧ | રા. હરગોવન જેસંકર | ,, |
| ૧ | રાણાશ્રી દાનસિંહજી | ,, |
| ૧ | રા. મુળજિ દલુરાન | ,, |
| ૧ | શા. મોતીચંદ પચાણ | ,, |
| ૧ | મિ, આણંદજિ ગલાભાઈ | રાજકોટ |
| ૧ | મિ. ખોડીદાસ ખુશાલ | વીરમગામ |
| ૧ | મિ. પ્રાગજિ દેવસી | ધાંગધરા |
| ૧ | વઇદ મોહનલાલ કાળીદાસ | વીરમગામ |
| ૧ | ગાંધી. સુખલાલ રતનસી | બોટાદ |
| ૧ | શા. સીવલાલ મોતીચંદ | ,, |
| ૧ | ભાવસાર વીરચંદ હીરાચંદ | ,, |
| ૧ | શા.. પોપટ હીરાચંદ | ,, |